॥ ૐ અર્હં નમઃ ॥

॥ પંન્યાસ શ્રીમત્પ્રતાપ વિજય ગણિભ્યો નમઃ ॥

# ગહુંલી સંગ્રહ.

રચનાર.

વાચનાચાર્ય શ્રીમદ્‌વિજય માણિક્યસિંહ
સૂરીશ્વરજી મહારાજ, અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઇશ્વરદાસ મૂલચંદ શાહ. અમદાવાદ.

રીચીરોડ, અમદાવાદમાં શ્રી લક્ષ્મી પ્રિન્ટીગ પ્રેસમાં,
શા. મણીલાલ ઉગરચંદે છાપી.

વિક્રમ સંવત ૧૯૮૧. પ્રત ૧૦૦૦, સને ૧૯૨૫.

॥ ભવ ભીરૂ ભવ્યજીવોને સૂચના ॥

**मत्कृतस्यास्य काव्यस्य, यो नाम चोरयिष्यति॥**
**अर्हदाज्ञा खंडनस्य, पापं तस्य भविष्यति ॥१॥**

**ભાવાર્થઃ**—આ કાવ્યમાંથી કોઈપણ ગાથા અથવા પદ ચોરી લઇને નવી કવિતા ઉભી કરી તેમાં કર્ત્તાનું નામ ફેરવી બીજું નામ જે દાખલ કરશે, તેને શ્રી જિનેશ્વર પ્રભુની આજ્ઞા ખંડન કરવાનું પાપ છે.

પુસ્તક મળવાનું ઠેકાણું
શા. ભીખાભાઈ મનસુખરામ,
રતનપોળ, અમદાવાદ.
શા. વિઠ્ઠલદાસ કાલીદાસ,
વસાવાડો, પાટણ, ગજરાત.

ૐ

# પ્રસ્તાવના.



આ "ગહૂંલી સંગ્રહ" નામની બુકના બનાવનાર વાચનાચાર્ય શ્રીમદ્‌વિજયમાણિક્યસિંહ સૂરીશ્વરજી છે, કે જેઓ જૈન કોમમાં એક સારા વિદ્વાન્ અને કવિ તરીકે સુપ્રસિદ્ધ છે.

શ્રીમદ્‌ની રચેલી પૂજાઓ હાલમાં બહુજ લોકપ્રિય થઈ પડીછે તથા તે અત્યંત આદર ભાવને પામી છે.

સૂરીશ્વરજી એ પૂજાઓ રચવામા જેવી ખુબી વાપરી છે, તેવીજ ખુબી આ ગહૂંલી સંગ્રહ રચવામાં પણ વાપરી જણાય છે. કારણ કે ઘણી ખરી ગહૂંલીઓમાં વર્ણસગાઇ, પ્રાસાનુપ્રાસ, ઝડઝમક. અને પદલાલિત્ય વિગેરે દૃષ્ટિગોચર થાય છે. સદરહુ ગહૂંલી સંગ્રહમાં પોતાની બનાવેલી પ્રથમની આઠ ગહૂંલીઓ અને નવિન રચેલી છેતાલીશ ગહૂંલીઓ, તથા સર્વજ્ઞપુત્રગીત, કયા કુટુંબની હરીયાલી, અને બોધદાયક બે કક્કાઓ દાખલ કરવામાં આવેલ છે. તદુપરાંત સૂરીશ્વરે સ્વકૃત જિનેંદ્રપૂજાસંગ્રહમાંથી કેટલીક ઢાલો અને દોહરા લઇ તેને ગીતના રૂપમાં ગોઠવી અંદર દાખલ કરેલ છે, કે જે માંગલિક પ્રસંગે બ્હેનોને ગાવામાં અત્યંત ઉપયોગી થઇ પડે તેમ છે. ઉક્ત ગહૂંલી સંગ્રહમાં રાગ અને દેશીઓ કે જે ઘણે ભાગે પ્રાચીન અને અત્યંત સુગમ લેવામાં આવી છે. જેથી સાધારણ સ્ત્રીવર્ગ પણ આ ગહૂંલીઓ સુખેથી ગાઈશકે તેમ છે. ગહૂંલીઓમાં પ્રાયે ગુરૂના ગુણોનું તથા શ્રુત જ્ઞાનનુંજ વર્ણન આવવું જોઇયે, તો એ નિયમ પણ સૂરિવરે બરોબર સાચવ્યો હોય તેમ જણાય છે.

તમામ ગહૂંલીઓ જૈન શાસ્ત્રોના આધાર સહ રચવામાં આવી છે, જેથી આ ગહૂંલીઓ આનંદની સાથે તાત્વિકજ્ઞાનને પણ આપનારી છે. એકંદર જોતાં આ ગહૂંલી સંગ્રહ ઘણોજ સરળ અને રસાળ છે, માટે દરેક વ્હેનોને તે વાંચવા અને કંઠે કરવા હું ભલામણ કરૂં છું. આ બુક શોધી આપવામાં મહારાજશ્રી એ જાતે અતિ પરિશ્રમ લીધો છે, છતાં કેટલેક સ્થળે ટાઇપો બરોબર ઉંઘડયા નથી તથા દૃષ્ટિ દોષથી થોડી ભૂલો રહી ગયેલ છે, જેથી શુદ્ધિ પત્રક આપવું પડયું છે, માટે વાંચનાર વ્હેનોએ શુદ્ધિ પત્રકમાં જોઈ ભૂલો સુધારીને વાંચવા તસ્દી લેવી. આ સ્થલે એક અગત્યની સૂચના કરવાની છે, કે કેટલીક વ્હેનો ગહૂંલીને છેડે આવતું કર્ત્તાનું નામ બદલી બીજા મુનિનું નામ બોલે છે, પણ તેમ કરવાથી કર્ત્તાના નામનો અપલાપ કરવાનું પાપ લાગે છે, માટે તેમ નહી કરતાં ગહૂંલીમાં જે નામ હોય તેજ બોલવું જોઇયે. આ પુસ્તક છપાવામાં જે ઉદાર સદ્‌ગૃહસ્થોએ મદદ કરી છે તેમના મુબારક નામોની નોંધ " જૈન ગુણમાણિકયમાળા" નામના મ્હોટા પુસ્તકમાં લેવી ઉચિત ધારી છે.

લિ. શુભેચ્છક **શાહ જમનાદાસ કાલીદાસ.**

બી. એ. **નિવાસ સ્થાન પાટણ.**



# અનુક્રમણિકા.

# ॥ શુદ્ધિ પત્રકં. ॥

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૫ | સાહાય | સોહાય |
| ૫ | ૧૦ | ચારત્ર | ચરિત્ર |
| ૮ | ૫ | વાઘે | વાધે |
| ૮ | ૧૯ | ધરનાંર | ધરનાર |
| ૨૧ | ૧૪ | મુદ્રાઘર | મુદ્રાધર |
| ૨૨ | ૧ | ગારગને | મારગને |
| ૨૭ | ૪ | વઘાવેરે | વધાવેરે |
| ૨૮ | ૩ | ઊદારરો | ઊદારરોસા૦॥ |
| ૩૦ | ૧૬ | છટ્ઠુ | છટ્ઠું |
| ૩૩ | ૮ | સાઘે | સાધે |
| ૩૩ | ૨૧ | મહાદય | મહોદય |
| ૩૪ | ૮ | સ્પશ | સ્પર્શ |
| ૩૪ | ૧૬ | નિમલ | નિર્મલ |
| ૩૫ | ૧૩ | ત્રણ | ત્રણ |
| ૩૮ | ૩ | દશન | દર્શન |
| ૩૮ | ૪ | હ્ષ | હ્ર્ષ |
| ૩૯ | ૧૭ | ધમ | ધર્મ |
| ૪૧ | ૧૭ | ચૌય | ચૌર્ય |
| ૪૩ | ૧૬ | સુકઠે | સુકંઠે |
| ૪૭ | ૧૬ | ધમ | ધર્મ |
| ૪૮ | ૭ | વઘે | વધે |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૮ | ૧૧ | દુલભ | દુર્લભ |
| ૪૮ | ૧૧ | દશન | દર્શન |
| ૪૯ | ૩ | સાધે | સાધે |
| ૫૧ | ૧૭ | ધર્મ | ધર્મ |
| ૫૨ | ૬ | સાધે | સાધે |
| ૫૨ | ૯ | આરાધો | આરાધો |
| ૫૩ | ૧૬ | સુરપાત | સુરપતિ |
| ૫૭ | ૪ | આરાધે | આરાધે |
| ૫૭ | ૫ | સાધેરે | સાધેરે |
| ૬૦ | ૧ | આરાધો | આરાધો |
| ૬૨ | ૨ | એણે | જેણે |
| ૬૪ | ૧૨ | વધે | વધે |
| ૬૮ | ૯ | અવધે | અવધે |
| ૭૫ | ૧૬ | શીખામણુને | શીખામણુનો |
| ૭૯ | ૧૦ | સમતિ | સમિતિ |
| ૮૧ | ૧૬ | આરાધ | આરાધે |
| ૮૮ | ૮ | ધૈર્ય | ધૈર્ય |
| ૯૧ | ૨ | સગ્રહતા | સંગ્રહતા |

# ॥ ગહુંલી સંગ્રહ ॥

## ॥ પજુસણપર્વની ગુંહલી ॥ ૧ ॥

॥ અહો અહો પાસજી મુજ મલિયારે ॥ એ દેશી. ॥

પજુસણ પર્વ પુણ્યથી પામીરે, કરો ધર્મ ક્રિયા [1]શિવકામી ॥ પજુસણ પર્વ પુણ્યથી પામીરે ॥ એ આંકણી ॥ તુમે જીવ દયા દિલ લાવોરે, સવિ આરંભને વોસરાવોરે, તુમે અમર પડો વજડાવો ॥ પજુસણ૦ ॥ ૧ ॥ તુમે સત્ય વચન મુખ ભાખોરે, ચિત્ત ચોરીમાં નવ રાખોરે, તુમે બ્રહ્મ ચરજ રસ ચાખો ॥ પજુસણ૦ ॥ ૨ ॥ પરિગ્રહ સંજ્ઞા પરિહરજોરે, રજની ભોજન દૂર કરજોરે, તુમે ધર્મ ધ્યાન અનુસરજો ॥ પજુસણ૦ ॥૩॥ કોઇ સાથે કલહ ન કરિયેરે, વિકથા પરતાત વિસરિયેરે, [2]ધૂત હાંસી થકી દિલ ડરિયે ॥ પજુસણ૦ ॥૪॥ જિન રાજની પૂજા કીજેરે, વરદાન સુપાત્રે દીજેરે, નર ભવનો લાહો લીજે ॥ પજુસણ૦ ॥ ૫ ॥ સુખદાયક સદગુરૂ પાસેરે, સુણો કલ્પસૂત્ર ઉલ્લાસેરે, જેમ કઠિન કરમ દલ નાશે ॥ પજુસણ૦ ॥ ૬ ॥ વિધિ જોગે એકવિશ વારરે, સુણે

---

૧ કલ્યાણ અથવા મોક્ષની ઇચ્છાવાલા-૨ જુગાર-

[1]કલ્પને જે નરનારરે, લહે આઠમે ભવ ભવપાર ॥ પજુસણ૦॥ ૭ ॥ જિન મંદિર સર્વ જુહારોરે, મુનિ વંદીને પાપ વિદારોરે, તુમે અષ્ટમ તપ અવધારો ॥ પજુસણ૦ ॥ ૮ ॥ વલી સંવત્સરી પડિકમિયેરે, અપરાધ પરસ્પર ખમિયેરે, જિન આણા[2] નવી અતિક્રમિયે ॥ પજુસણ૦ ॥ ૯ ॥ ભલી જ્ઞાન જ્ઞાનીની ભક્તિરે, કરો સ્વામી વચ્છલ નિજ શક્તિરે, વરો વિમલાતમ ગુણ[3] વ્યક્તિ ॥ પજુસણ૦ ॥ ૧૦ ॥ કહે [4]સૂરિ માણક ગુરૂ રાજરે, એ પર્વ સકલ શિરતાજરે, એમ સેવ્યું દિયે શિવરાજ ॥ પજુસણ૦ ॥ ૧૧ ॥

---

## ॥ શ્રી પર્યુંષણાની ગુંહલી ॥ ૨ ॥

॥ મોહન વાજાં વાગીયાં ॥ એ દેશી. ॥

સખી પર્વ પજુસણ આવીયાં, સખી હૈડે હરખ ન માય ॥ મોહન વાજાં વાગીયાં ॥ સ. ઓચ્છવ રંગ વધામણાં, સખી જિન શાસન સાહાય ॥ મો૦ ॥ ૧ ॥ વાજાં વાગ્યાંરે વાજાં વાગીયાં, વાજાં વાગ્યાં અમારા ગામ ॥ મો૦ ॥ ૨ ॥ સ. [5]આશ્રવ ભાવને પરિહરિ, સ. ચોખું કરિ નિજ ચિત્ત ॥ મો૦ ॥ સ. કલ્પસૂત્ર ઘર લાવીએ, સ. સ્વજન સહિત ભલી રીત ॥ મો૦ ॥ ૩ ॥ સ. નિરમળ થાનક થાપીએ, સ. પાસે

---

૧ કલ્પસૂત્ર–૨ ન ઓલંઘીયે. ૩ પ્રગટપણું–૪ પંડિતમાં રત્નસમાન એવા ગુરૂ–૫ હિંસા વિગેરે.

[1]દીપ પ્રધાન ॥ મો૦ ॥ સ, આગળ અગર ઉખેવીએ, સ. શ્રીજીએ ગુણ [2]ગણ ગાન ॥ મો૦ ॥ ૪ ॥ સ. રાતીજગો કરી રંગશું, સ. ત્રણ દિવસ લગે સાર ॥ મો૦ ॥ સ. પૂજાને પરભાવના, સ. કરીયે વિવિધ પ્રકાર ॥ મો૦ ॥ ૫ ॥ સ. સૈયર ટોળી મળી ભણે, સ. [3]મંજુલ મંગળ માળ ॥ મો૦ ॥ સ. હાથી ઘોડા રથ ગાડીયો, સ. વાજીંત્ર નાદ વિશાળ ॥ મો૦ ॥ ॥ ૬ ॥ સ. કુંવર ચઢયો [4]ગજખંધલે, સ. પાવન પુસ્તક હાથ ॥ મો૦ ॥ સ. એમ અતિ આડંબરે, સ. આવે જીહાં ગુરૂનાથ ॥ મો૦ ॥ ૭ ॥ સ. શ્રીગુરૂ મુખ લહી વાચના, સ. હરખિત [5]પુલકિત થાય ॥ મો૦ ॥ સ. તે અવસર વર શ્રાવિકા, સ. વંદે ગુરૂના પાય. ॥ મો૦ ॥ ૭ ॥ સ. ચઉગતિ ચૂરણ સાથિયો, સ. પૂરતી ભાવ વિશાળ ॥ મો૦ ॥ સ. મુક્તાફળશું વધાવતી, સ. ગુંહલી ગાય રસાળ, ॥ મો૦ ॥ ૮ ॥ સ. છઠ અઠમાદિક તપ કરી, સ. [6]અંક વખાણ ઉદાર ॥ મો. ॥ સ. જે નરનારી સાંભળે, સ. તે પામે ભવપાર ॥ મો૦ ॥ ૯ ॥ સ. સંવત ઓગણી એકાવને, સ. ગામ ચમારા મોઝાર ॥ મો૦ ॥ સ. શ્રાવણ સુદ દિન તેરશે, સ. ગુંહલી કરી સુખકાર ॥ મો૦ ॥ ૧૦ ॥ સ. સંભવનાથ પ્રતાપથી, સ. સંઘને લીલા લહેર ॥ મો૦ ॥ સ. મુનિ માણક ગુણ ગાવતાં, સ. મંગળ હોય ઘેર ઘેર ॥ મો૦ ॥ ૧૧ ॥

---

૧ દીવો. ૨ સમૂહ. ૩ સુંદર. ૪ હાથી–૫ રોમાંચિત–૬ નવ–

## ॥ પજુસણની ગહૂંલી ॥ ૩ ॥

॥ જીરે લલિત વચનની ચાતુરી ॥ એ દેશી. ॥

જીરે પર્વ પજુસણ પામીને, જીરે આણી ઉલટ અપાર॥ જીરે સમકિત વંતી શ્રાવિકા, જીરે સોલ સજી શણગાર ॥ જીરે પર્વ૦ ॥૧॥ જીરે [1]રજત રકેબી રાજતી, જીરે અક્ષત ભરિત ઉદાર ॥ જીરે કંચનની કંકાવટી, જીરે કુંકુમ ઘોલ શ્રીકાર ॥ જીરે પર્વ૦ ॥૨॥ જીરે સુંદર શ્રીફલ શોભતું, જીરે હર્ષ ભરે ધરી હાથ ॥ જીરે સાત પાંચ મલી સામટી, જીરે સરખી સાહેલી સાથ ॥ જીરે પર્વ૦ ॥૩॥ જીરે ઝાંઝર પગમાં રણઝણે, જીરે કર કંકણ રણકાર ॥ જીરે રમઝમ કરતી રંગિલી, જીરે આવે ગુરૂ દરબાર ॥ જીરે પર્વ૦ ॥૪॥ જીરે વંદે વિનય વિશેષથી, જીરે સદગુરૂ ચરણ [2]સરોજ ॥ જીરે ગહૂંલી કરી ગુણ ગાવતી, જીરે મલપતી મનની મોજ ॥ જીરે પર્વ૦॥૫॥ જીરે લલી લલી લેતી લુંછણાં, જીરે જોતી ગુરૂ મુખ ચંદ ॥ જીરે વારૂ વિવેક વધાવતી, જીરે ભક્તિ ભાવ[3] અમંદ ॥ જીરે પર્વ૦॥૬॥ જીરે[4] કલ્પ તરૂ સમ કલ્પની, જીરે દેશના શિવ સુખ દાય ॥ જીરે સાંભલતી સમતા ધરી, જીરે જેથી પાતક જાય ॥ જીરે પર્વ૦॥૭॥ જીરે છઠ અઠમાદિક તપ તપી, જીરે શક્તિ તણે અનુસાર ॥ જીરે[5] નંદ વખાણ જે સાંભલે, જીરે પામે તે ભવ પાર ॥ જીરે પર્વ૦ ॥ ૮ ॥ જીરે સૂરિ માણક ગુરૂ સેવના, જીરે કરતાં કોડ કલ્યાણ ॥

---

૧ રૂપાની-૨ કમલ-૩ બહુ-૪ કલ્પવૃક્ષ સમાન-૫ નવ.

જીરે રિદ્ધિ સિદ્ધિ સુખ સંપદા, જીરે વરિયે પદ નિર્વાણ ॥ જીરે પર્વ૦ ॥ ૯ ॥

——:o:——

## ॥ કલ્પસૂત્રની ગહૂંલી—॥ ૪ ॥

॥ સાંભલજો મુનિ સંજમ રાગે ॥ એ દેશી ॥

સાંભલજો સજ્જન નર નારી, કલ્પસૂત્ર સુખકારીરે ॥ નિદ્રા વિકથા દૂર નિવારી, નિશ્ચલ મન નિરધારીરે ॥ સાંભલ૦ ॥૧॥ પૂરણ ચૌદ પૂરવ શ્રુત ધારી, વર આગમ વ્યવહારી રે॥ ભદ્રબાહુ ગુરૂ રચના ભારી, કરતા જગ ઊપગારીરે ॥સાં૦॥૨॥ જિનવર ચારત્રકહ્યાં જયકારી, સ્થવિરાવલી હિત કારીરે ॥ સાધુ તણી વલી સામાચારી, વરણવી જ્યાં વિસ્તારીરે ॥ સાં૦ ॥ ૩ ॥ [1]યોગ ક્રિયા કારક [2]આચારી, સુવિહિત મુનિ અણગારીરે ॥ કલ્પસૂત્ર વાચન અધિકારી, અવર નહી સંસારીરે ॥ સાં૦॥૪॥ જુગતે જિનવર ચૈત્ય જુહારી શ્રદ્ધા શુદ્ધ સમારીરે ॥ સુણજો ગુરૂ મુખથી સુવિચારી, વિનય વિવેક વધારીરે ॥ સાં૦ ॥૫॥ વાચન શ્રવણ મદદ કરી સારી, વિધિ આરાધન કારીરે ॥ [3]અષ્ટ ભવાંતર કર્મ વિદારી, પરણે શિવ વધુ પ્યારીરે ॥ સાં૦॥ ૬ ॥ [4]સુંદરી શીલ [5]ભૂષણ સજનારી, ગહૂંલી કરી મનોહારીરે ॥ ગુરૂ માણક ગુણ ગીત ઊચારી, પ્રણમે પ્રેમ[6] પ્રસારીરે ॥ સાં૦ ॥૭॥

——

૧ કલ્પસૂત્રના જોગ વહનાર—૨ આચારવાન્—૩ આઠ ભવમાં—૪ સ્ત્રી—૫ આભૂષણ—૬ વિસ્તારી—

## ॥ શ્રી મહાવીર સ્વામીની ગહૂંલી ॥૫॥

॥ કામણગારો એ કૂકડોરે ॥ એ દેશી ॥

શાસન નાયક સાહિબોરે, ચોવીશમો જિનચંદ । રાજગ્રહી ગુણ શીલમાંરે, સમવસર્યા સુખકંદ ॥ વીર જિનેશ્વર વંદિયેરે ॥ એ આંકણી ॥ ૧ ॥ સુણતાં નામ જિણંદનુંરે, [1]પાતક દૂર પલાય ॥ વિનય વિવેકથી વંદતાંરે સુર નર શિવ સુખ થાય ॥ વીર૦ ॥ ૨ ॥ શ્રીજિન [2]આગમ સાંભલીરે, [3]નરપતિ શ્રેણિક નામ ॥ બહુ પરિવારશું પરિવર્યોરે, વંદન જાવે તામ ॥ વીર૦ ॥ ૩ ॥ વંદી ભાવ વિશેષથીરે, બેઠો યથોચિત ઠાય ॥ સાંભલવા જિન દેશનારે, મનમાં હરખ ન માય ॥ વીર૦ ॥૪॥ પ્રભુજી ધર્મ પ્રકાશતારે, વાણી સુધારસ ધાર ॥ છેદે સંશય સર્વનારે, એક વચન ઉચ્ચાર ॥ વીર૦ ॥ ૫ ॥ ગુણવંતી તિહાં ગુંહલીરે, ચેલણા કરતી ચંગ ॥ વીર [4]વિભુને વધાવતીરે. અનુભવ મોતી અભંગ ॥ વીર૦ ॥૬॥ સંરખી સખી મલી સામટીરે, ગાતી મંગલ ગીત ॥ માણક સિંહ સૂરિ કહે રે, એ જિન શાસન રીત ॥ વીર૦ ॥ ૭ ॥

---

૧ પાપ ૨ આગમન-૩ રાજા-૪ પ્રભુ-

# ॥ શ્રી મહાવીર સ્વામીની ગુંહલી. ॥૬॥

॥ વીરજી આવ્યારે વિમળાચળકે મેદાન ॥ એ દેશી. ॥

શાસન સ્વામીરે વીર પ્રભુ ભગવંત, અચળ અકામીરે અવિકારી અરિહંત ॥ એ આંકણી ॥ કેવળ જ્ઞાની અતિશય વંત, ગામ નગર પુરમાં વિચરંત, અમૃતરસ મુખ ચંદ્ર ઝરંત ॥ [1]પરિકર સાથેરે મુનિવર ચૌદ હજાર, સુરનર કોડીરે સેવે [2]પદકજ સાર; નાચ કરંતીરે આગળ ઈંદ્રિની નાર ॥ શાસન૦ ॥ ૧ ॥ આવ્યા રાજગ્રહી વનખંડ, માનુ ઉગ્યો નવ [3]માર્તંડ; દીપે તેજ પ્રકાશ પ્રચંડ ॥ [4]વિબુધ વિરચેરે સમવસરણ તેણિવાર, [5]જાનુ પ્રમાણેરે વરસાવે ફુલવાર; તિહાં બહુ વાજેરે સુર વાજીંત્ર ઉદાર ॥શાસન૦॥૨॥ મણીમય હેમ સિંહાસન ચંગ, બેઠા ત્રિભુવન નાથ સુરંગ; ચામર ઢાળે દેવ અભંગ ॥ સુરનર તિરિરે આવેથોકના થોક, સૂરજ દેખીરે જિમ પામે સુખ કોક, તિમ પ્રભુ દેખીરે સુખ પામ્યા સહુ લોક ॥ શાસન૦ ॥ ૩ ॥ વધામણી લાવે વનપાળ, હરખ્યો શ્રેણિક [6]વસુધાપાલ, [7]વનચરને દીધો બહુ માલ ॥ ચતુરંગી સેનારે સજ્જ કરી નરરાય, વંદન આવેરે હૈડે હરખ ન માય, વંદી બેઠોરે ત્રિશલા નંદન

---

૧ પરિવાર—૨ ચરણ કમલ—૩સૂર્ય—૪ દેવ—૫ ઢીંચણ—૬ રાજા—
૭ વનપાલક—

પાય ॥ સાસન૦॥ ૪ ॥ દેશના દેવે વીર જિણંદ, સાંભળતાં નાશે ભવફંદ, ઉપજે આતમ અતિ આણંદ॥ શ્રેણિક રાણીરે જેહનું ચેલણા નામ, ગુંહલી બનાવેરે કરી જિનજીને પ્રણામ, મોતીડે વધાવેરે વીર ચરણ ગુણધામ ॥ શાસન૦ ॥ ૫ ॥ કરતાં જુગતે જિનપતિ જાપ, જગમાં વાધે સુજશ પ્રતાપ, જાવે સંચિત પાપ, [1]કલાપ ॥ [2]માણિક આપેરે જ્ઞાનાદિક ત્રણ [3]તાર, ત્રિભુવન હીરોરે વિશ્વંભર સુખકાર, બહુ ચિરં જીવોરે ત્રિશલા માત મલ્હાર ॥ શાસન૦ ॥ ૬ ॥

---

## ॥ શ્રી ગૌતમ સ્વામીની ગહૂંલી ॥ ૭ ॥

॥ રંગ રસિયા રંગ રસ બન્યો, મન મોહનજી ॥ એ દેશી ॥

રાજગ્રહી ઊદ્યાનમાં, ગુરૂ ગુણ ભરિયા, શ્રી ઇંદ્રભૂતિ અણગાર ॥ ગણધર જ્ઞાનીરે ગુરૂ ગુણ ભરિયા ॥ ગૌતમ સ્વામી સમોસર્યા, ગુરૂ૦ મુનિ[4] પંચશતી પરિવાર ॥ ગણ૦ ગુરૂ૦ ॥૧॥ [5]સગ વીશ મુનિ ગુણ શોભતા, ગુ૦ કરતા નવ કલ્પ વિહાર ॥ ગણ૦ ગુરૂ૦ ॥ બાવીશ પરિસહને સહે, ગુ૦ અંતર ગ્રંથી તજનાર ॥ ગણ૦ ગુ૦ ॥ ૨ ॥ સામાચારી સાચવે, ગુ૦ દશ સત્ય રૂચિ ધરનાર ॥ ગણ૦ ગુ૦ ॥ જયણા

---

૧ સમૂહ-૨ રત્ન-૩ ઉજ્વલ-૪ પાંચસેં—૫ સત્તાવીશ—

ષટવિધ જાલવે, ગુ૦ ભવ સાગર તારણ હાર ॥ ગણુ૦ ગુ૦ ॥ ॥ ૩ ॥ શ્રેણિક રાજા સ્નેહથી, ગુ૦ પ્રણમે આવી ગુરૂ પાય ॥ ગણુ૦ ગુ૦॥ ચતુરા રાણી ચેલણા, ગુ૦ ગહૂંલી પૂરી ગુણ ગાય ॥ ગણુ૦ ગુ૦॥ ૪॥ લટકે કરતી લૂછણાં, ગુ૦ વર મુક્તા ફલથી વધાય ॥ ગણુ૦ ગુ૦ ॥ સૂરિ માણક મુખ દેશના, ગુરૂ૦ સુણતી મન સ્થિરતા લાય ॥ ગણુ૦ ગુરૂ૦॥ ૫ ॥

## ॥ અથ શ્રી સુધર્માસ્વામીની ગુંહલી ॥ ૮ ॥

॥ અલબેલી હેલીની દેશી, ॥

બેની મોરી રાજગ્રહી વન ખંડમાં, પાંચસે મુનિ પરીવાર હો અલબેલી હેલી ॥ બેની મોરી ચાલો સુગુરૂજીને વંદવા ॥ એ આંકણી. ॥ બે, સોહમ સ્વામી સમોસર્યા, ચરણ કરણ ગુણધાર હો અલબેલી હેલી. ॥ બેની૦ ॥ ૧ ॥ બે. પંચ મહાવ્રત પાળતા, દશ જતી ધર્મ ઉદાર હો અ. ॥ બે. સંજમ સત્તર ભેદથી, વૈયાવચ્ચ દશ સાર હો અ. ॥ બેની૦ ॥૨॥ બે. બ્રહ્મચરજ નવ વાડશું, રત્નત્રયી તપ બાર હો અ. ॥ બે. છંડે ચાર કષાયને, ચરણ સિત્તરી શ્રીકાર હો અ. ॥ બેની૦ ॥૩ ॥ બે. પિંડ વિશુદ્ધિ ચાર છે, સમિતિ પંચ પ્રકાર હો અ. ॥ બે. બાર ભાવના ભાવતા, પડિમા વહતા બાર હો અ. બેની૦ ॥ ૪ ॥ બે પાંચે ઇંદ્રિય જીપતા, પડિલેહણ પચવીશ હો અ.

બે. ત્રણ ગુપ્તિ ગુપતા ધરે, અભિગ્રહ ચાર મુનીશ હો અ. ॥ બેની૦ ॥ ૫ ॥ બે. કરણ સિત્તરી એ પાળતા, શ્રીપંચમ ગણધાર હો અ. ॥ બે. શ્રેણિક રાજા વંદવા, આવે હર્ષ અપાર હો અ. ॥ બેની૦ ॥ ૬ ॥ બે. ધર્મ દેશના સાંભળે, ગુરૂ [1]પદ પ્રણમી [2]ભૂપ હો અ. ॥ બે. ચેલણા લાવે ગુંહલી, અનુભવ મોતી અનૂપ હો અ. ॥ બેની૦ ॥૭॥ બે. આસ્તિક પીઠની ઉપરે, સ્વસ્તિક પૂરી ચંગ હો અ. ॥ બે. હરખે કરતી લુંછણાં, વધાવતી ધરી રંગ હો અ. ॥ બેની૦ ॥૮॥ બે. [3]ગણધર માણક આગળે, ગાતી મંગળ ગીત હો અ. ॥ બે. આગમ અમૃત પીવતી, એ જિન શાસન રીત હો અ. ॥ બેની૦ ॥ ૯ ॥

## ॥ શ્રી સુધર્મા સ્વામીની ગહુંલી ॥ ૯ ॥

॥ રામચંદ કે બાગ ચાંપો મોરી રહ્યોરી ॥ એ દેશી ॥

શ્રી સોહમ ગણધાર, ગુણ ગણ રયણ ભર્યારી ॥ ગુણશીલ ચૈત્ય મોઝાર, આવી સમવસર્યારી ॥ ૧ ॥ દર્શન જ્ઞાન ચરિત્ર, તપ આચાર ભજેરી ॥ સત્ય સમાધિ પવિત્ર, સોલ કષાય તજેરી ॥ ૨ ॥ જાણે અંગ ઊપાંગ, પડિમા બાર વહેરી ॥ તેર ક્રિયા નિમિત્તાંગ, સિદ્ધના ભેદ લહેરી॥૩॥ નરપતિ શ્રેણિક નામ, આવે હર્ષ ભરેરી ॥ વંદી ગુરૂ પદ

---

૧ ચરણ- ૨ રાજા- ૩ ગણધરમાં રત્ન સમાન સુધર્મા સ્વામી-

[1]વામ, ભવ ભવ પાપ હરેરી ॥ ૪ ॥ ચેલણા રાણી તામ, શુભ શણગાર સજીરી ॥ ગહૂંલી કરે [2]અભિરામ, ભક્તિ ભાવ ભજીરી ॥૫॥ [3]કનક કચોલી ઉદાર, કુંકુમ ઘોલ કરેરી ॥ સ્વસ્તિક પૂરી સાર, શ્રીફલ શ્રેષ્ઠ ધરેરી ॥ ૬ ॥ ગુરૂ માણક ગુણ ગીત, સહીયર સાથ ભણેરી ॥ ચોખું રાખી ચિત્ત, સરસ વખાણ સુણેરી ॥ ૭ ॥

## ॥ સુધર્મા સ્વામીની ગુંહલી ॥ ૧૦ ॥

॥ મન મંદિર આવો રે ॥ એ દેશી ॥

શ્રીસ્વામી સુધર્મારે, ગણધર ગુણ ભરિયા ॥ ચંપા પુરી [4]ચૈત્યેરે, આવી સમોસરિયા ॥ શ્રી૦ ॥ ૧ ॥ નહિ આશ્રવ નિદ્રારે, વિષય પ્રમાદ વલી ॥ દશ ચિત્ત સમાધિરે, ભજતા જેહ ભલી ॥ શ્રી૦ ॥૨ ॥ જુગતે ષટ જયણારે, પાલે નિત્ય પ્રતિ ॥ છત્રીશ ગુણ શોભિતરે, મુનિવર શુદ્ધ [5]મતિ ॥ શ્રી૦ ॥ ૩ ॥ [6]નૃપ કોણિક નામેરે. કોડે નમન કરે ॥ પદ્માવતી પૂરેરે, ગુંહલી હર્ષ ભરે ॥ શ્રી૦ ॥ ૪ ॥ આસ્તિક પીઠ ઉપરરે, સ્વસ્તિક સરસ કરી ॥ અનુભવ મોતીએરે, વધાવે ઉલટ ધરી ॥ શ્રી૦ ॥૫॥ સાહેલી સાથેરે, મંગલ ગીત ભણે ॥ ભાવે શ્રુત ભક્તિરે, કરતાં કરમ હણે ॥ શ્રી૦ ॥ ૬ ॥ સૂરિ માણક વાણીરે, આણી પ્રેમ અતિ ॥ સાંભલતી શાણીરે, વરવા મોક્ષ ગતિ ॥ શ્રી૦ ॥ ૭ ॥

---

૧ સુંદર. ૨ સુંદર. ૩ સુવર્ણ. ૪ વન–૫ બુદ્ધિ–૬ રાજા.

# ॥ અગીયાર ગણધરની ગહૂંલી ॥ ૧૧ ॥

॥ ભમરા ભૂધર સેં નાચ્યો ॥ એદેશી ॥

એકાદશ ગણધર નમિયે, ભવ [1]કાનનમાં નવ ભમિયેરે ॥ એકાદશ ગણધર નમિયે ॥ એ આંકણી ॥ આદિ નમિયે ઇંદ્ર ભૂતિ, અગનિ ભૂતિ વાયુ ભૂતિ ॥ નિત કરિયે શ્રી વ્યક્ત [2] નૂતિરે ॥ એકાદશ૦ ॥ ૧ ॥ સ્વામી સુધર્મા સુખ કારી, છઠ્ઠા મંડિત ગણધારી ॥ મોરિય પુત્ર મનોહારીરે ॥ એકાદશ૦ ॥ ૨ ॥ નામ અકંપિત શ્રુત જ્ઞાતા, ગુણ ભંડાર અચલ ભ્રાતા ॥ નમતાં લહિયે સુખ શાતા રે ॥ એકાદશ૦ ॥૩॥ શ્રી મેતાર્ય પ્રભાસ ભલા, શમ દમ સંજમ ધર સઘલા ॥ વર વિજ્ઞાન કલા વિમલારે ॥ એકાદશ૦ ॥૪॥ [3]અંતિમ જિન [4]અંતેવાસી, પ્રભુથી ત્રિપદી લહી ખાશી ॥ રચતા [5] પ્રવચન ગુણ રાશિરે ॥ એકાદશ૦ ॥ ૫॥ તે સર્વે કેવલ ધારી, અણસણ માસિક અવધારી ॥પરણ્યા શિવનારી પ્યારીરે ॥ એકાદશ૦ ॥ ૬ ॥ જે [6]ગણધર માણક નમશે, વિપદા ભવની તે વમશે ॥ જઇ શિવ મંદિરમાં રમશેરે ॥ એકાદશ૦ ॥ ૭ ॥

---

૧ વનમાં–૨ સ્તુતિ–૩ મહાવીર–૪ શિષ્ય–૫ ધ્વાદશાંગી–૬ અગીયાર ગણધરરૂપ રત્ન–

## ॥ શ્રી જંબૂસ્વામીની ગહુંલી ॥ ૧૨ ॥

॥ જગપતિ નાયક નેમી જિણુંદ, ॥ એ દેશી ॥

ચિત્તહર રાજગ્રહી વન ખંડ, વીર જિણુંદ સમોસર્યા ॥ ચિત્તહર વંદવા શ્રેણિકરાય, બહુ પરિવારશું પરિવર્યા. ॥૧॥ ચિત્તહર વંદી પૂછે વિનીત, [1]અવની પતિ કરી અંજલી ॥ ચિત્તહર જગદીશ્વર જિનરાજ, [2] ચરમ હોશે કુણ કેવલી ॥ ૨ ॥ ચિત્તહર ભાખે સિદ્ધારથ નંદ, સાંભલ શ્રેણિક [3]ભૂપતિ. ચિત્તહર વિદ્યુનમાલી દેવ, ધર્મ રસીક નિર્મળ મતિ ॥ ૩ ॥ ચિત્તહર સામાનિક સુર એહ, [4]પંચમ નાક પતિ તણો ॥ ચિત્તહર રૂપ કાંતિ ગુણ ગેહ, સમકિત દૃષ્ટિ સોહામણો ॥ ૪ ॥ ચિત્તહર સ્વર્ગ થકી તે દેવ, ચવશે [5]સપ્તમ વાસરે ॥ ચિત્તહર તુજ નગરી મોઝાર, શેઠ રૂષભદત્તને ઘરે ॥ ૫ ॥ ચિત્તહર ધારણી નામ છે નાર, તેહની કુખે આવશે ॥ ચિત્તહર [6]અંતિમ કેવળી જાણ, જંબુ નામે તે થશે ॥ ૬ ॥ ચિત્તહર વંદી શ્રીભગવંત, મુક્તાફળ સ્વસ્તિક કરી ॥ ચિત્તહર ચેલણા રાણી તામ, ગુંહલી કરે ઉલટ ધરી ॥ ૭ ॥ ચિત્તહર વીર પ્રભુને પ્રતાપ, પાપ તાપ દૂરે ટળે ॥ ચિત્તહર [7]મુનિમાણક ગુણ ખાણ, સેવ્યાથી શિવ સુખ મળે ॥ ૮ ॥

---

૧ રાજા– ૨ છેલ્લા– ૩ રાજા– ૪ પાંચમા દેવ લોકના ઈંદ્રનો– ૫ સાતમે દિવસે. ૬ છેલ્લા– ૭મુનિઓમાં રત્ન સમાન.

## ॥ જંબૂસ્વામીની ગુંહલી ॥ ૧૩ ॥

॥ ઇમન રાગિણી ॥

જંબૂસ્વામી જગ જયકારી, બાલપણે બ્રહ્મચારીરે ॥ ધનધન ગુરૂ રાયા ॥ [1]સુંદરી આઠ અનોપમ છોડી, કનક નવાણું કોડીરે ॥ ધન૦ ॥ સોલે વરશે સંજમ સાધે,[2] રત્ન ત્રયી આરાધેરે ॥ ધન૦ ॥ ૧ ॥ [3]દ્વાદશ ભેદે તપ આચરતા, પ્રતિમા દ્વાદશ ધરતારે ॥ ધન૦ ॥ ભાવના દ્વાદશ જે નિત ભાવે, છત્રીશ ગુણ સોહાવેરે ॥ ધન૦ ॥૨॥ [4] ભૂતલ વિચરંતા વડભાગી, નિષ્પ્રતિબંધ નીરાગીરે ॥ ધન૦ ॥ આવ્યા રાજગ્રહી ઊદ્યાને, રમતા આતમ ધ્યાનેરે ॥ ધન૦ ॥ ૩ ॥ કોણીક જાવે વંદન કાજે, સૈન્ય સજી શુભ સાજેરે ॥ ધન૦ ॥ પદ્માવતી વર ગુંહલી પૂરે, ચાર ગતિ દુખ ચૂરેરે ॥ ધન૦ ॥ ૪ ॥ [5]સ્વસ્તિક કારણ સ્વસ્તિક કરતી, ધર્મ [6]વિભૂષણ ધરતીરે ॥ધન૦॥ શિવફલ દાયક શ્રીફલ ઠાવે, વિનય વિવેકે વધાવેરે ॥ ધન૦ ॥ ૫ ॥ સાંભલી ગુરૂ મુખ વાણી શાણી, ભરપૂર હર્ષ ભરાણી રે ॥ ધન૦ ॥ સૂરિ માણક ગુરૂના ગુણ ગાવે, પુણ્ય [7]મહોદય પાવેરે ॥ ધન૦ ॥ ૬ ॥



---

૧ સ્ત્રી- ૨ જ્ઞાન દર્શન ચારિત્ર- ૩ બાર- ૪ પૃથ્વી- ૫ કલ્યાણ ૬ આભૂષણ- ૭ મોક્ષ-

## ॥ શ્રી વજ્ર સ્વામીની ગહૂંલી ॥ ૧૪ ॥

॥ જીરે લલિત વચનની ચાતુરી ॥ એ દેશી ॥

જીરે વજ્ર સ્વામી ગુરૂ વંદિયે, જીરે શાસનના શણગાર ॥ જીરે ગુરૂએ ઝોલીમાં ગ્રહ્યા, જીરે ષટ મહીનાના સાર ॥ જીરે વજ્ર૦ ॥ ૧ ॥ જીરે ત્રણ વરશની ઊમરે, જીરે [1] ભારતીના ભંડાર ॥ જીરે સાધવી મુખથી સાંભલી, જીરે અંગ ભણ્યા અગિયાર ॥ જીરે વજ્ર૦ ॥ ૨ ॥ જીરે માત સુખડલી દેખિને, જીરે રાજસભા મોઝાર ॥ જીરે, લોભાણા નહિ લાલચે, જીરે ઓઘો લીધો ઉદાર ॥ જીરે વજ્ર૦ ॥ ૩ ॥ જીરે [2] પ્રવીણ પરીક્ષા જેહની, દોય વખત કરી દેવ ॥ જીરે વૈક્રિયને [3] વ્યોમ ગામિની, જીરે લબ્ધિ દીયે તતખેવ ॥ જીરે વજ્ર૦ ॥ ૪ ॥ જીરે ધન કોટી સાથે ધનો, જીરે કન્યા રૂકમિણી નામ ॥ જીરે આપે પણ જે નવ લિયે, જીરે પ્રબલ [4] ચરણ પરિણામ ॥ જીરે વજ્ર૦ ॥ ૫ ॥ જીરે ઊપદેશી દીક્ષા દેઇ, જીરે તારી રૂકમિણી નાર ॥ જીરે જુગ પ્રધાન જગમાં જયો, જીરે ધન ધન તસ અવતાર ॥ જીરે વજ્ર૦ ॥ ૬ ॥ જીરે જેણે દુકાલમાં સંઘને, જીરે મૂકયો નગર સુકાલ ॥

---

૧ સરસ્વતીના. ૨ વિચક્ષણ. ૩ આકાશ ગામિની. ૪ ચારિત્ર.

જીરે શાસન ઊન્નતિ કારણે, જીરે આણ્યાં[1] કુસુમ અપાર ॥ જીરે વજ્ર૦ ॥ ૭ ॥ જીરે બૌધ રાયને બૂઝવી, જીરે કીધો શ્રાવક ખાસ ॥ જીરે જય પતાકા જૈનની. જીરે અડકી જઇ આકાશ ॥ જીરે વજ્ર૦ ॥ ૮ ॥ જીરે વીર[2] વિભુથી વીતતાં, જીરે વરશ પાંચશે ચાર ॥ જીરે વજ્ર સ્વામી સ્વર્ગે ગયા ॥ જીરે અણુસણ કરી નિરધાર ॥ જીરે વજ્ર ૦॥ ૯॥ જીરે [3] રથાવર્ત્ત ગિરિ ઊપરે, જીરે [4] આખંડલ તવ આય ॥ જીરે પ્રદક્ષિણા દેઇ પ્રેમથી, જીરે પ્રણમે મુનિવર પાય ॥ જીરે વજ્ર૦ ॥ ૧૦॥ જીરે વિસ્તરી જેહથી [5]વિશ્વમાં જીરે વજ્ર શાખા વિશાલ ॥ જીરે તે [6] સૂરિ માણુક વંદતાં, જીરે લહિયે મંગલ માલ ॥ જીરે વજ્ર૦ ॥ ૧૧ ॥

---

## ॥ ગીતારથ ગુરૂની ભાવ ગહૂંલી ॥ ૧૫ ॥

॥ પંથ નિહાલતીરે, જોતી વૃંદાવનનો વાટ ॥ એ દેશી ॥

સહીયર સાંભલોરે, આવ્યા ગીતારથ ગુરૂ આજ ॥ જુગતી જાલવીરે, ચાલો જઇયે વંદન કાજ ॥ પહેરો પ્રીતથી રે, [7]ચરણો ચરણ કરણ મય ચંગ ॥ કરૂણા કાંચલીરે, અનુપમ શીલ [8]અલંકૃતિ અંગ ॥ સહીયર૦ ॥ ૧ ॥ સમકિત સાડલોરે ઉત્તમ ઓઢી અધિક ઉમંગ ॥ ભાસે [9]ભાલમાંરે,

---

૧ કુલ. ૨ પ્રભુ. ૩ એનામનો પર્વત. ૪ ઇંદ્ર. ૫ જગતમાં. ૬ પંડિતોમાં અથવા આચાર્યોમાં રત્ન સમાન એવા વજ્ર સ્વામીને. ૭ ધાઘરો. ૮ અલંકાર. ૯ કપાલમાં.

અરિહા આણા તિલક અભંગ ॥ થિરતા થાળમાં રે, [1]મતિ ગુણ અક્ષત ભરી મન રંગ ॥ વ્રત કંકાવટી રે, શમ દમ કુંકુમ ઘોલ સુરંગ ॥ સહીયર૦ ॥૨॥ સંવર વાસનારે, સરસ સુગંધિત વાસ બરાસ ॥ શ્રીફલ શોભતું રે, અજરામર પદવી અભિલાષ ॥ [2]ભાસુર ભાવનારે, પાવન સખીયોનો પરિવાર ॥ વાગે વેગમાં રે, વાજાં નય ગમ ભંગ વિચાર ॥ સહીયર૦ ॥૩॥ અતિ ઉછરંગથીરે, દેતાં જાચક જનને દાન ॥ વિનય વિવેકથીરે, આવી વંદે ગુરૂ ભગવાન ॥ ભક્તિ-ભાવથીરે, આતમ પીઠ ઉપર [3]અભિરામ ॥ ગુરૂ ગુણ ગુંહલીરે, પૂરી તત્વ રૂચિ પરિણામ ॥ સહિયર૦ ॥૪॥ શ્રુત વધાવતીરે, ઉજ્વલ અનુભવ મોતી અનૂપ ॥ લેતી લૂંછણાંરે, મિથ્યા મોહ નિવારણ રૂપ ॥ રસભર ગાવતીરે, ગંભીર સ્વરથી મંગલ ગીત ॥ પ્રવચન દેશનારે, [4]ચારૂ સાંભલતી શુભ ચિત્ત ॥ સહીયર૦ ॥ ૫ ॥ વલી વલી જોવતીરે, શ્રી સૂરિ માણક ગુરૂ મુખ ચંદ ॥ પાતક ધોવતીરે, પામે [5]માનસ પરમાનંદ ॥ શ્રી શ્રુત જ્ઞાનનીરે, નિર્મલ ભક્તિ ઇમ જે નાર ॥ કરશે કોડથીરે, તરશે તે ભવ [6]પારાવાર ॥ સહીયર૦ ॥ ૬ ॥



## ॥ સુગુરૂની ગહૂંલી ॥૧૬॥

॥ રૂડી ગુંહલી રંગ રસાલી રે ॥ એ દેશી ॥

ગુરૂજી વિચરંતા અહીં આવ્યારે, ગુરૂજી શ્રાવકને મન

---

૧ બુદ્ધિ. ૨ દેદીપ્યમાન. ૩ સુંદર. ૪ સુંદર. ૫ મન. ૬ સમુદ્ર.

ભાવ્યા રે ॥ ગુરૂજી વિરતિ [1]વનિતાને વરિયારે, ગુરૂજી સમતા રસ અનુસરિયારે ॥ ૧ ॥ ગુરૂજી દિવ્ય જ્ઞાનના દરિયારે, ગુરૂજી ભવ્ય ક્રિયા ગુણ ભરિયારે ॥ ગુરૂજી તપ તેજે અતિ દીપેરે, ગુરૂજી જંગી મોહને જીપેરે ॥ ૨ ॥ ગુરૂજી દશ વિધ ધર્મે ઓપેરે, ગુરૂજી જિન આણા નવ લોપેરે ॥ ગુરૂજી ગંભીર વાણીએ ગાજેરે, ગુરૂજી રત્ન ત્રયીશું રાજે રે ॥ ૩ ॥ એવા ઉત્તમ ગુરૂવર આગેરે, રમણી સંજમ ગુણ રાગેરે ॥ સજી સોલ સરસ શણગારરે, ઉર આણી ઉલટ અપારરે ॥ ૪ ॥ લેઇ દર્શન રત્ન કચોલીરે, [2]ધન ભાવના કુંકુમ ઘોલીરે ॥ શુભ અનુભવ અક્ષત સારરે, ભરિ સ્થિરતા થાલ ઉદારરે ॥૫॥ ગહૂંલી કરી ગુણ ગણ ગાવેરે, વર વિનય વિવેકે વધાવેરે ॥ સૂરિ માણુક વચન શ્રીકારરે, સુંણી પામે ભવજલ પારરે ॥ ૬ ॥

---

## ॥ સદ્ગુરૂની ગહુંલી ॥ ૧૭ ॥

॥ સાંભલજો મુનિ સંજમ રાગે ॥ એ દેશી ॥

આલી જો આ સદ્ગુરૂ આવ્યા, સંજમ ગુણ સોહાવ્યારે॥ [3]લલિત શિષ્ય [4]ગણ સાથે લાવ્યા, ભવિજનને મન ભાવ્યા રે ॥ આલી૦ ॥ ૧ ॥ મૂકી જેણે માયા મમતા, સંગે રાખી સમતારે ॥ દિન રજની ઇંદ્રિય ગણ દમતા, આતમ રૂપે રમતા રે ॥ આલી૦ ॥ ૨ ॥ સંત મહંત [5]પ્રસંત શોભાગી,

---

૧ સ્ત્રી. ૨ બહુ. ૩ સુંદર. ૪ સમૂહ. ૫ ઉપશમવાન.

[1]તરૂણી કંચન ત્યાગી રે ॥ લગની શિવ [2]લલનાશું લાગી, જ્ઞાન ધ્યાન મતિ જાગી રે ॥ આલી૦॥૩॥ ધર્મ ધુરંધર ધીરજ ધારી, પર પરિણુતિ પરિહારી રે ॥ ઉગ્ર વિહારી જગ ઉપગારી, [3]નિર્મદ [4]નિરહંકારીરે ॥ આલી૦ ॥ ૪ ॥ [5]કુમત [6]કુબોધ કદાગ્રહ કાપે, શુદ્ધાગમ [7]સુપ્રલાપેરે ॥ [8]અમલ [9]બોધ ભવિ જીવને આપે, સમકિતમાં સ્થિર સ્થાપેરે ॥ આલી૦ ॥૫॥ સુગતિ કુગતિ મારગ સમજાવે, પુણ્ય પાપ પરખાવેરે॥ જુગતે તત્વાતત્વ જણાવે, શાસનને શોભાવેરે ॥ આલી૦ ॥ ૬ ॥ એવા સૂરિ માણુક ગુરૂ આગે, શ્રાવિકા ગુણ રાગેરે ॥ [10]મંજુલ ગુંહલી કરી શિવ માગે, ભવની ભાવટ ભાગેરે ॥ આલી ૦॥ ૭ ॥



## ॥ પરોપકારી ગુરૂની ગહૂંલી ॥૧૮॥

॥ વ્હાલાહો સાંભલો જિન વાણીરે ॥ એ દેશી ॥

અહો ગુરૂરાજ પર ઊપગારીરે, એતો મોક્ષતણા અધિકારી ॥ અહો૦ ॥ એ આંકણી ॥ જે દિવ્ય જ્ઞાનના દરિયારે, વર ચરણ કરણ ગુણ ભરિયારે, એતો સમતા રસ અનુસરિયા ॥ અહો૦ ॥ ૧॥ જે સ્વરૂપ [11]સુધા રસ ઝીલેરે, પર પરિણુતિ પરિચય પીલેરે, એતો ચાલે શિવપુર ચીલે ॥ અહો૦ ॥ ૨ ॥ જેણે દલવા રાગને દ્વેષરે, વર પહેર્યો મુનિવર વેશરે, એતો વિચરે દેશ વિદેશ ॥ અહો૦॥૩॥

---

૧ સ્ત્રી. ૨ સ્ત્રી. ૩ મદરહિત. ૪ માનરહિત. ૫ ખરાબમત. ૬ અજ્ઞાન. ૭ સારી રીતે બોલે છે. ૮ નિર્મલ. ૯ જ્ઞાન. ૧૦ સુંદર. ૧૧ અમૃત.

જે વરજે વૈર વિરોધરે, કદી આણે નહી મન ક્રોધરે, એતો આપે આગમ બોધ ॥ અહો૦ ॥ ૪ ॥ એવા ગુરૂ આગલ [1]અભિરામરે, પૂરી સ્વસ્તિક શુભ પરિણામરે, [2]મહિલા માગે શિવ[3] ધામ ॥ અહો ૦॥ ૫ ॥ મણિ મુક્તા ફુલ મંગાવેરે, વિનયે ગુરૂ ચરણ વધાવેરે, ગુંહલી સહાયર મલી ગાવે ॥ અહો ૦॥ ૬ ॥ સૂરિ માણુક ગુરૂ મુખ ચંદરે અવલોકે ભાવ[4] અમંદરે, મન પામે પરમાનંદ ॥ અહો૦ ॥૭॥



## ॥ ગુણવંત ગુરૂની ગહૂંલી ॥૧૯॥

॥ કેશર વરણો હોકે, કાઢ કસુંબો મ્હારાલાલ ॥ એ દેશી. ॥

ગુરૂ ગુણ ખાણી હોકે વદતા વાણી ॥ મ્હારી બ્હેન ॥ સાંભલ શાણી હોક ઊલટ આણી ॥ મ્હારો બ્હેન ॥ મમતા મારી હોકે સમતા ધારી ॥ મ્હારી૦ ॥ કંચન નારી હોકે દૂર નિવારી ॥ મ્હારી૦ ॥ ૧ ॥ તત્વ વિચારી હોકે ઊગ્ર વિહારી ॥ મ્હારી૦ ॥ વિકથા વારી હોકે પર ઉપગારી ॥ મ્હારી૦ ॥ સંવર વરિયા હોકે શ્રુત અનુસરિયા ॥ મ્હારી૦ ॥ શમ દમ ભરિયા હોકે કરૂણા દરિયા ॥ મ્હારી૦ ॥ ૨ ॥ સૂત્રની સાખે હોકે મારગ ભાખે ॥ મ્હારી૦ ॥ [5]ચિદ્રસ ચાખે હોકે રીશ ન રાખે ॥ મ્હારી૦ ॥

---

૧ સુંદર. ૨ સ્ત્રી. ૩ ઘર. ૪ બહુ. ૫ જ્ઞાનરસ.

કુમતિ કાપે હોકે સુમતિ આપે ॥ મ્હારી૦॥ સમકિત છાપે હોકે ધરમે સ્થાપે ॥ મ્હારી૦ ॥૩॥ જ્ઞાનાનંદી હોકે એ ગુરૂ વંદી ॥મ્હારી૦॥ કર્મ નિકંદી હોકે મન આણંદી ॥મ્હારી૦ ॥ સ્વસ્તિક કરિયે હોકે શ્રીફલ ધરિયે ॥ મ્હારી૦ ॥ આપદ હરિયે હોકે સંપદ વરિયે ॥ મ્હારી૦ ॥ ૪ ॥ મુનિ ગુણ રાગે હોકે અનુભવ જાગે ॥ મ્હારી૦॥ દૂષણ ત્યાગે હોકે ભાવટ ભાગે ॥ મ્હારી૦ ॥ માણક સુરિ હોકે ગા ગુણ [1] ભૂરિ ॥ મ્હારી૦॥ ચઉ ગતિ ચૂરી હોકે જા શિવ [2] પુરી ॥ મ્હારી૦ ॥ ૫ ॥

---

## ॥ નિર્ગ્રંથ ગુરૂની ગહૂંલી ॥ ૨૦ ॥

॥ સમુદ્ર વિજય કુલ ચંદલો ॥ એ દેશી. ॥

નમિયે નિત નિગ્રંથને, ગુરૂ એ રૂડા ॥ જિન મુદ્રા ધર જેહ ॥ સહીયર એ રૂડા ॥ મનની મમતા મારતા, ગુ૦ નહી પુદ્દગલ પર નેહ ॥ સ૦ ॥૧॥ ઇંદ્રિય [3] પણ વશ આણતા, ગુ૦ ॥ ગુણનો ન કરે ગર્વ ॥ સ૦ ॥ કરી દૂર કંચન [4] કામિની, ગુ૦ સહતા પરીસહ સર્વ ॥સ૦॥ ૨ ॥ જ્ઞાન ધ્યાન અભ્યાસતા, ગુ૦ તપ તપતા નિઃસંગ ॥ સ૦ ॥ ધરતા દશ [5] યતિ ધર્મને, ગુ૦ ચરણ કરણ વ્રત ચંગ ॥સ૦ ॥ ૩ ॥ પર નિંદા જે પરી હરે, ગુ૦ રમતા

---

૧ બહુ. ૨ નગરી. ૩ પાંચ. ૪ સ્ત્રી. ૫ મુનિ.

આતમ રૂપ ॥ સ૦॥ શિવ ગારગને સાધતા, ગુ૦ ભાગ્યવંત મુનિભૂપ ॥ સ૦॥ ૪ ॥ એવા ગુરૂની આગલે, ગુ૦ [1]વનિતા ધરતી વિવેક ॥ સ૦॥ સુંદર પૂરે સાથિયો, ગુ૦ રાખી સમકિત ટેક ॥ સ૦ ॥ ૫ ॥ વિનય ધરીને વધાવતી, ગુ૦ અનુભવ મોતી ઊદાર ॥ સ૦ ॥ લટકે કરતી લુંછણાં, ગુ૦ સોલ સજી શણગાર ॥ સ૦ ॥ ૬ ॥ ગાતી મંગલ ગુંહલી, ગુ૦ સુણતી આગમ સાર ॥ સ૦ ॥ સૂરિ માણક મુખ જોવતી, ગુ ૦॥ પામે હર્ષ અપાર ॥ સ ૦॥ ૭ ॥

---

## ॥ સંજમ ધર મુનિની ગહૂંલી ॥૨૧॥

॥ સનેહી સંત એ ગિરિ સેવો ॥ એ દેશી ॥

વ્હાલા મુનિરાજ સંજમ વરિયા, અનુપમ શમ દમ અનુસરિયા ॥ વ્હાલા૦ ॥ એ આંકણી ॥ જે એક અસંજમ જીપે, દોય[2] બંધન દૂરે[3] ક્ષિપે, ત્રણ દંડ ત્રિશલ્યને ટીપે ॥ વ્હાલા ૦॥ ૧ ॥ વિકથા સંજ્ઞા ચઊ વારે, વલી પંચ પ્રમાદ વિસારે, ષટ અંતર વૈરિ વિદારે ॥ વ્હાલા૦ ॥૨॥ ભય સાતે જે સંહારે, મદ આઠ નિરંતર મારે, નવ પાપ નિયાણાં નિવારે ॥ વ્હાલા૦ ॥ ૩ ॥ અર્હન આગમ અભ્યાસે, [4]પ્રવચન પરમાર્થ પ્રકાશે, રહે વિદ્યાનંદ વિલાસે ॥ વ્હાલા૦ ॥ ૪ ॥ એવા ઊત્તમ મુનિવર આગે, [5]રમણી

---

૧ સ્ત્રી. ૨ રાગ દ્વેષ. ૩ ટાલે. ૪ આગમ. ૫ સ્ત્રી.

સંજમ ગુણ રાગે, રચે ગુંહલી હર્ષ અથાગે ॥ વ્હાલા૦ ॥ ૫ ॥ લહી અક્ષત સ્વસ્તિક કરતી, વલી ઊપર શ્રીફલ ધરતી, હરકત ભવ ભવની હરતી ॥ વ્હાલા૦ ॥ ૬ ॥ ગીત મંગલ રસભર ગાવે, સૂરિ માણક ચરણ વધાવે, પરમાનંદ પદવી પાવે ॥ વ્હાલા૦ ॥ ૭ ॥

## ॥ દશ યતિ ધર્મની ગહૂંલી ॥ ૨૨ ॥

॥ શ્રી સિદ્ધપદ આરાધિયે રે ॥ એ દેશી. ॥

ધન ધન શ્રીમુનિરાજનેરે, ધરતા દશ યતિ ધર્મરે ॥ ગુણ રસિયા ॥ મૂકી મમતા મોહનેરે, સાધે જે શિવ[1] શર્મરે ॥ ગુણ રસિયા ॥ ૧ ॥ ઊપશમ જલથી આણતારે, ક્રોધ [2]અનલ [3]અવસાનરે ॥ ગુ૦ ॥ માર્દવ [4]ભિદુરે ભેદતારે, માન [5]મહીધ્ર મહાનરે ॥ ગુ૦ ॥ ૨ ॥ રૂજુતા છરિયે છેદતારે, માયા વલ્લી મૂલરે ॥ ગુ૦ ॥ [6]મુક્તિ [7]તરણિએ તરેરે, લોભ [8]સિંધુ પ્રતિકૂલરે ॥ ગુ૦ ॥ ૩ ॥ તપ દ્વાદશ ભેદે તપેરે, સત્તર સંજમ ધારરે ॥ ગુ૦ ॥ સત્ય વચન વદતા સદારે, શૌચ વિશુદ્ધાચારરે ॥ ગુ૦ ॥ ૪ ॥ આકિંચનતા આદરેરે, પરિગ્રહ કરી પરિહારરે ॥ ગુ૦ ॥ બ્રહ્મચર્ય આરાધતારે, અનુપમ ભેદ અઢારરે ॥ ગુ૦ ॥ ૫ ॥ દેતા ધર્મની દેશનારે, કરવા પર ઊપકારરે ॥ ગુ૦ ॥ સંવર ગુણ

---

૧ સુખ. ૨ અગ્નિ. ૩ અંત. ૪ વજ્ર. ૫ પર્વત. ૬ નિર્લોભતા. ૭ નાવ. ૮ સમુદ્ર.

મણિ [1]સેવધિરે, તે ગુરૂ તારણહારરે ॥ ગુ૦ ॥ ૬ ॥ એ ગુરૂ માણુક આગલેરે, [2]પ્રમદા ધરતી પ્રેમરે ॥ ગુ૦॥ ગુંહલી કરી ગુણ ગાવતીરે, વરવા શિવપદ ક્ષેમરે ॥ ગુ૦ ॥ ૭ ॥

## ॥ સદ્ગુરૂની ગહૂંલી ॥ ૨૩ ॥

॥ કેમ તમે તો કાડેરે, તોરણિયે અડિયા ॥ એ દેશી ॥

જિનવર જગ જન ત્રાતારે, વંદુ શિવ દાતા ॥ સમરૂં સરસતી માતારે, [3]વિષ્ટપ વિખ્યાતા ॥ ૧ ॥ ભાખું ગુરૂ ગુણ ભારેરે, આગમ અનુસારે ॥ ઓલખજો આચારેરે, વલિ વચન વિચારે ॥ ૨ ॥ કહેણી કરણી સરખીરે, નિજ નયણે નિરખી ॥ પ્રણમીજે ગુણ પરખીરે, હૈયામાં હરખી ॥ ૩ ॥ સમકીત જે સંભાલેરે, ॥ સમભાવે ચાલે ॥ જ્ઞાન ક્રિયા અજુવાલેરે, [4] ગારવને ગાલે ॥ ૪ ॥ જિન આણા શિર ધરતારે, [5] કુગ્રહ નવ કરતા ॥ પર નિંદા પરિહરતારે, દુર્ગતિથી ડરતા ॥ ૫ ॥ આગમના અભ્યાસીરે, વિજ્ઞાન વિલાસી ॥ પાવન પંથ પ્રકાશીરે, નિસ્સંગ નિરાશી ॥ ૬ ॥ પંચ મહાવ્રત પાલેરે, પ્રદ્વેષ પ્રજાલે ॥ તૃષ્ણા સંગત ટાલેરે, [6]મુક્તિશું મ્હાલે ॥ ૭ ॥ સમિતિ ગુપતિ નિર્વહતારે, સવિ પરિસહ સહતા ॥ ગુણિયલના ગુણ ગ્રહતારે, દૂષણ નિજ [7]દહતા ॥૮॥ વિષય કષાય વિદારેરે, વિકથા ચઉ વારે ॥ ધર્મ

૧ ભંડાર. ૨ સ્ત્રી. ૩ જગત. ૪ રસ ગારવ રિદ્ધિ ગારવ શાતા ગારવ. ૫ હઠ કદાગ્રહ. ૬ નિર્લોભતા. ૭ બાલતા.

ક્ષમાદિક ધારેરે, તે મુનિવર તારે ॥ ૯ ॥ ચરણ કરણના રસિયારે, ખટપટથી ખસિયા॥ વિનય વિવેક વિકાસયારે, વર ગુરૂકુલ વસિયા ॥ ૧૦॥ અધ્યાતમ રસ ઝીલેરે, પર પરિણતિ પીલે ॥ શોભિત સુંદર શીલેરે, ચાલે શિવ ચીલે ॥૧૧॥ ચાકર નફર ન રાખેરે, ઔષધ નવ આખે ॥ જ્યોતિષ નિમિત્ત ન ભાખેરે, કારણ ગુણ [1]પાખે ॥ ૧૨ ॥ નિર્મમ નિરહંકારીરે, નવ કલ્પ વિહારી ॥ દોષ રહિત આહારીરે, ઉજ્વલ આચારી ॥૧૩॥ સદગુરૂ તે જગ સાચારે, રત્ન ત્રયી રાચ્યા ॥ કહિયે બીજા કાચારે, માયામાં માચ્યા ॥ ૧૪ ॥ [2] સદગુરૂ માણક સંગેરે, રહિયે મન રંગે ॥લહિયે જ્ઞાન ઉમંગેરે, જઇયે શિવ[3] દ્રંગે ॥ ૧૫ ॥

---

## ॥ અથ શ્રી મુનિભૂપ ગહૂંલી. ૨૪ ॥

॥ ગોકુળ મથુરારે વ્હાલા ॥ એ દેશી ॥

મુનિવર રાજારે સજની, નમતાં નાસે પાતક રજની ॥ ધીરજ નામેરે તાત, માતા જાસ ક્ષમા વિખ્યાત. ॥ મુનિ૦॥૧॥ વિરતી નારીરે સારી, મંત્રી નામ વિવેક વિચારી ॥ સંવેગ [4]નંદનરે સાર, દ્વારપાળ સંવર સુખકાર. ॥મુનિ૦॥૨॥ વિનય [5]તુરંગમરે ચંગ, [6]આર્જવ પટહસ્તી ઉત્તંગ ॥ રથ સીલાંગરે ઉદાર, શમદમ આદી સુભટ અપાર ॥ મુનિ૦॥૩॥

---

૧ વિના. ૨ સદ્ગુરૂ રૂપ રત્ન. ૩ નગરે. ૪ પુત્ર. ૫ ઘોડો. ૬ સરલતા.

ધર્મ શુકલ શુભરે ધ્યાન, ચામર શોભે સુંદરવાન ॥ જિન- વર આણા શિરછત્ર, સિંહાસન સંતોષ પવિત્ર. ॥મુનિ૦॥૪॥ ભૂમિતલ સજ્યારે ખાસ, આત્મ સ્વભાવ તે[1] મંદિર જાસ॥ જ્ઞાન દીપકશુંરે દીપે, અંતર મોહ [2]તમોભર જીપે ॥ મુનિ૦ ॥ ૫ ॥ એવા મુનિવરને આગે, શ્રાવિકા સંજમ ગુણરાગે ॥ ગુંહલી કરીનેરે માગે, અજરામર પદ અનુભવ લાગે ॥ મુનિ૦ ॥ ૬ ॥ વળી વળી ગુરૂમુખને જોતી, ચ- રણ વધાવે ઉજ્વળ મોતી ॥ [3]મુનિમાણક પદને નમતી, [4]મંજુલ ગીત ગાતી મન ગમતી ॥ મુનિ૦ ॥ ૭ ॥

———:૦:———

## ॥ અથ શ્રી જંગમ તીરથની ગહૂંલી.॥ ૨૫

॥ સજની મોરી પાસ જિનેશ્વર પૂજોરે ॥ એ દેશી. ॥

સજની મોરી જંગમ તીરથ વંદોરે, સજની મોરી પામો પરમાનંદોરે ॥ સ. સંજમ સત્તર પ્રકારરે, સ. આરાધે અણગારરે. ॥ ૧ ॥ સ. પંચ મહાવ્રત પાળેરે, સ. ચાર કષાયને ટાળેરે ॥ સ. પાંચ વિષયને પીલેરે, સ. ત્રણ ગુપ્તિ રસ ઝીલેરે. ॥ ૨ ॥ સ. બાવીશ પરિસહ સહતારે, સ. આપ સ્વભાવમાં રહતારે ॥ સ. સમતારસ ભંડારરે, સ. તે મુનિ તારણહારરે. ॥ ૩ ॥ સ. જ્ઞાન રયણના [5]સિંધુરે, સ. જગજીવન જગબંધુરે ॥ સ. મીઠી મુનિવર વાણીરે,

———

૧ ઘર. ૨ અંધકારનો સમૂહ. ૩ મુનિરત્ન. ૪ સુંદર. ૫ સમુદ્ર.

સ. જેવું સાકર પાણીરે. ॥ ૪ ॥ સ. સુરનર શિવસુખ લેવારે, સ. સારે જસપદ સેવારે ॥ સ. એવા મુનિવર આગેરે, સ. નારી અક્ષર ફળ માગેરે. ॥ ૫ ॥ સ. ગુંહલી કરે શુભ ભાવેરે, સ. મુકતાફળથી વધાવેરે ॥ સ. વળી વળી ગુરૂ-મુખ જોતીરે, સ. પાતકડાં નિજ ધોતીરે. ॥ ૬ ॥ સ. માત-પિતા ગુરૂરાયારે, સ. પરમ પ્રતાપ કહાયારે ॥ સ. પૂરણ પુણ્યે પાયારે, સ. મુનિમાણિક ગુણ ગાયારે ॥ ૭ ॥

## ॥ સાધુના સત્તાવીશ ગુણની ગહૂંલી ॥ ૨૬ ॥

॥ સહેરનો સૂબો ક્યારે આવશેરે ॥ એ દેશી. ॥

પુણ્ય ઉદયથી પધારિયારે, ઉપગારી [1]અણગારરે ॥ સાહેલી ॥ સત્તાવીશ ગુણ શોભતારે, તીરથના અવતારરે ॥ ॥ સાહેલી ॥ વિનય ધરી મુનિ વંદિયેરે ॥ એ આંકણી ॥ ૧ ॥ પાવન ષટ વ્રત પાલતારે, ષટ જીવના રખવાલરે ॥ સા૦॥ ઇંદ્રિય પાંચે સંવરેરે, ઊપશમ રસ અસરાલરે. ॥સા૦॥ વિનય૦ ॥ ૨ ॥ સંતોષી જે સર્વદારે, સંયમ યોગ શ્રીકારરે ॥ સા૦॥ વિધિ પૂર્વક પ્રતિ લેખનારે નિર્મલ મન નિરધારરે ॥ સા૦ ॥ વિનય૦ ॥ ૩ ॥ વિરૂદ્ધ વિકલ્પથી વારતારે, પ્રતિદિન ચિત્ત પ્રચારરે. ॥સા૦॥ ભાષા [2]નિરવદ્ય ભાખતારે, [3]વિમલ શરીર વ્યાપારરે. ॥ સા૦ ॥ વિનય૦॥ ૪ ॥ સર્વ પરીસહને સહેરે, ઊપસર્ગે રહે થીરરે ॥સા૦॥

---

૧ મુનિ. ૨ નિર્દોષ. ૩ નિર્મલ.

એવા મુનિવર વંદતાંરે, તરિયે ભવજલ તીરરે. ॥ સા૦ ॥ વિનય૦ ॥ ૫ ॥ શીલ સુરંગી ચુંનડીરે, ઓઢી અંગ ઊદારરે ॥ સમકિતવંતી શ્રાવિકારે, ગુંહલી કરે મનોહારરે ॥સા૦॥ વિનય૦ ॥ ૬ ॥ અનુભવ રત્ને વધાવતીરે, સૂરિ માણુક [1]સુવિદિતરે ॥ સા૦ ॥ સાંભલતી સિદ્ધાંતનેરે, ગાતી ગુરૂ ગુણ ગીતરે ॥ સા૦ ॥ વિનય૦ ॥ ૭ ॥

---

## ॥ ત્રણ તત્વનો ગહૂંલી ॥૨૭॥

॥ રૂડીને રઢિયાલીરે, વ્હાલા તારી વાંસલીરે ॥ એ દેશી ॥

દયાના [2]ઉદધિરે ગુરૂ દિયે દેશનારે, અરહન આગમને અનુસાર, કરવા ભવિજનને ઉપકાર ॥ દયાના૦ ॥ ૧ ॥ [3]તત્વ ત્રયીનેરે આદરજો તમેરે, સુંદર સમકિત દર્શન સાર, અનુપમ દુવિધ ધર્મ આધાર ॥ દયાના૦ ॥ ૨ ॥ દોષ અઢારેરે જે દેવે દલ્યારે, તે ભવ સાગર તારણુહાર, નમિયે દેવ તત્વ નિરધાર ॥ દયાના૦ ॥ ૩ ॥ શમ દમ [4]નિધિરે સુવિહિત સંયમીરે, શુદ્ધ પ્રરૂપક [5]સંખ્યાવાન, માનો તે ગુરૂ તત્વ મહાન ॥ દયાના૦ ॥ ૪ ॥ જીવ દયાનીરે જુગતિ જેહમાંરે, જિનવર [6]જલ્પિત જગ જયવંત, ધરિયે ધર્મ તત્વ [7]ધીમંત ॥ દયાના૦ ॥ ૫ ॥ પર ઉપગારીરે એમ

---

૧ પંડિત. ૨ સમુદ્ર. ૩ સુદેવ સુગુરૂ સુધર્મ. ૪ ભંડાર. ૫ વિદ્વાન્, ૬ કહેલ. ૭ બુદ્ધિમાન્.

પ્રકાશતારે, શ્રીગુરૂ તત્વત્રયી શ્રીકાર, નિસુણી બૂઝે કેઇ નરનાર ॥ દયાના૦ ॥ ૬ ॥ ઉલટ આણીરે એ ગુરૂ આગલેરે, [1]ગોરી ગંહૂલી કરી ગુણ ગાય, પ્રણમે સૂરિમાણક ગુરૂપાય ॥ દયાના૦ ॥ ૭ ॥

---

## ॥ પાંચ સંવર દ્વારની ગહૂંલી ॥ ૨૮ ॥

॥ આવો હરિ રાસ રમો વ્હાલા ॥ એ દેશી ॥

મુનિવર સંવરમાં રમતા, મૂકી માયાને મમતા ॥ સેવે રંગ રસે સમતા ॥ મુનિ૦ ॥ ૧ ॥ સમકિત શુદ્ધ સદા સાધે, અર્હન આણા આરાધે ॥ [2]બોધિ બાધકને [3]બાધે ॥ મુનિ૦ ॥ ૨ ॥ પંચ મહાવ્રત જે પાલે, સર્વ વિરતિ ગુણ સંભાલે, કંચન કામિની દૂર ટાલે ॥ મુનિ૦ ॥ ૩ ॥ પ્રબલ પ્રમાદ પરિહરતા, આગમ જ્ઞાન અનુસરતા ॥ આચરણા [4]વર આચરતા ॥ મુનિ૦ ॥ ૪ ॥ ચૂરે ક્રોધાદિક ચારે, ધર્મ ક્ષમાદિક જે ધારે ॥ વિકથા નિંદાને વારે ॥ મુનિ૦ ॥ ૫ ॥ મન વચ કાયાને ગોપે, લાલચ સઘલી જે [5]લોપે ॥ અનુપમ શમ દમ ગુણ [6]ઓપે ॥ મુનિ૦ ॥ ૬ ॥ એ મુનિ માણક પદ નમતી, ગહૂંલી ગાતી મન ગમતી, શ્રાવિકા ભવ દુખ [7]શમતી ॥ મુનિ૦ ॥ ૭ ॥

---

૧ સ્ત્રી. ૨ સમકિત દૂષણને. ૩ દૂરકરે ૪ સુંદર ૫ દૂરકરે ૬ દીપે. ૭ નાશ કરે.

## ॥ છ વ્રતની ગહૂંલી ॥૨૯॥

॥ વ્હાલા હો સાંભલો જિન વાણીરે ॥ એ દેશી ॥

અહો મુનિરાજ આતમ રામીરે, વ્હાલા [1]વિશ્વતણા વિશરામી ॥અહો મુનિરાજ આતમરામીરે ॥ એ આંકણી ॥ મુનિ સમકિત ગુણ સંભાલેરે, મુનિ પાવન ષટ વ્રત પાલેરે, મુનિ જિન શાસન અજુવાલે ॥ અહો૦ ॥ ૧ ॥ મુનિ જ્ઞાન [2]વિભૂષણ સજતારે, ત્રસ થાવર હિંસા તજતારે, વ્રત પહેલું ભાવથી ભજતા ॥ અહો૦ ॥ ૨ ॥ મુનિ ક્રોધ લોભ ભય હાસેરે, જૂઠ ભાષણ મુખથી ન ભાષેરે, વ્રત બીજું વહે ઉલ્લાસે ॥ અહો૦ ॥ ૩ ॥ ગામ નગર [3]અરણ્ય મોઝારરે, ન લીયે અણઆપ્યું લગારરે, વ્રત તીજું ધરે [4]અણગાર ॥ અહો૦ ॥૪॥ તજી દિવ્ય ઉદારિક કામરે, ધરે બ્રહ્મચરજ ગુણ ધામરે, વ્રત ચોથું એ અભિરામ ॥ અહો૦ ॥ ૫ ॥ મુનિ અલ્પ બહુ [5]અણુ થૂલરે, ન ગ્રહે પરિગ્રહ [6]અઘ મૂલરે, વ્રત પાંચમું એહ અમૂલ ॥ અહો૦ ॥ ૬ ॥ અશનાદિક ચાર આહારરે, ન કરે રાત્રે અણગારરે, વ્રત છઠું એ સુખકાર ॥ અહો૦ ॥ ૭ ॥એવા મુનિવર આગલ આવીરે, [7]લલના મન ઉલટ લાવીરે, નમે [8]પદકજ શિશ નમાવી ॥ અહો૦ ॥ ૮ ॥ આલેખીને ગહૂંલી ઉદ્દામરે, ગાવે સૂરિ માણક ગુણ [9]ગ્રામરે, વરવા [10]અપુનર્ભવ ઠામ ॥ અહો૦ ॥ ૯ ॥

---

૧ જગત-૨ આભૂષણ-૩ અટવી-૪ સાધુ-૫ નાનું-૬ પાપ-૭ સ્ત્રી-૮ ચરણકમલ-૯ સમૂહ. ૧૦ મોક્ષ.

## ॥ અષ્ટ પ્રવચન માતાની ગહૂંલી ॥૩૦॥

॥ ભમરા ભૂધર શેં નાવ્યો ॥ એ દેશી ॥

રમણીક ચરણ કરણ રસિયા, આતમ સાધન ઊલ્લસિયા, ખટપટ લટપટથી ખસિયારે ॥ નિત એ મુનિવરને નમિયે ॥ ભવ અટવીમાં નવિ ભમિયેરે ॥ નિત૦ ॥ એ આંકણી૦ ॥ ૧ ॥ પ્રવચન માતા જે પાલે, સંવર કિરિયા સંભાલે, અરહન શાસન અજુવાલેરે ॥ નિત૦ ॥ ૨ ॥ ઇર્યા સમિતિ નવ ચૂકે, [1]મહીતલ પેખી પગ મૂકે, જીવ દયા સંગે ઝૂકેરે ॥ નિત૦ ॥ ૩ ॥ ભાષા સમિતિએ ભાખે, હિત મિત સત્ય વચન આખે, રોષ હૃદયમાં નવ રાખેરે ॥ નિત૦ ॥૪॥ એષણા સમિતિએ ભાલી, દૂષણ વરજી દો ચાલી, લે ભિક્ષા લાલચ ગાલીરે ॥ નિત૦ ॥ ૫ ॥ શુભ આદાન સમિતિથી, જોઇ પૂંજીને જુગતિથી, લે મૂકે જે વસ્તુ [2]વીથીરે ॥ નિત૦ ॥ ૬ ॥ પારીઠાવણિયા સમિતિ, [3]ખેલાદિક લઘુ વડીનીતી, પરઠવતા નિર્જીવ [4]ક્ષિતિરે ॥ નિત૦ ॥ ૭ ॥ વિરૂદ્ધ વિકલ્પ દૂરે વારે, ધ્યાન સુહંકર જે ધારે, મન ગુપ્તિ કરી મન મારેરે ॥ નિત૦ ॥ ૮ ॥ વિણ કારણ મુખથી વાચા, જલ્પે નહી મુનિવર જાચા, રૂચિર વચન ગુપ્તિ રાચ્યારે ॥ નિત૦॥ ૯ ॥ [5]ભૂઘન ગુપ્તિને ભજતા, [6]તનુ વ્યાપાર અવર તજતા, સ્થિર સ્વાધ્યાયાદિક સૂજતારે ॥ નિત૦ ॥ ૧૦ ॥ એવા મુનિ

૧ પૃથ્વી–૨ શ્રેણી–૩ બલખા પ્રમુખ–૪ પૃથ્વી–૫ શરીર–૬ શરીર–

માણુક આગે, [1]રામા પરમ ધરમ રાગે, ગહૂંલી કરી શિવ સુખ માગેરે ॥ નિત૦ ॥ ૧૧ ॥

---

## ॥ નવ બ્રહ્મચર્ય ગુપ્તિની ગહૂંલી ॥૩૧॥

॥ ચાલોને પ્રીતમજી પ્યારા, સિદ્ધાચલ જઇયે ॥ એ દેશી ॥

ચાલોને અલબેલી [2]હેલી, ગુરૂ વંદન જઇયે, ગુરૂ વંદન જઇયેરે બેની મોરી મુનિ વંદન જઇયે ॥ ચાલોને૦॥ એ ટેક ॥ નિર્મલ બ્રહ્મચરજ ગુપ્તિ નવ, [3]પ્રતિદિન જે પાલે ॥ શમ દમ સંજમ ગુણ સંભાલે, સમભાવે ચાલે ॥ ચાલોને૦॥૧॥ [4]પ્રમદા પશુ [5]પંડક [6]પરિવર્જિત, [7]વસતિમાં વસતા ॥ [8]કામિની સાથે કામ કથાની, ખટપટથી ખસતા ॥ચાલોને૦ ॥ ૨ ॥ [9]અબલા કેરા આસન ઉપર, બે ઘડી નવ બેશે ॥ [10]અંગના ઇંદ્રિય [11]નવ અવલોકે, [12]અંગજ આવેશે ॥ ચાલોને૦ ॥ ૩ ॥ ભિત્તિ અંતર વાસ ન ભજતા, [13]માર જિહાં મારે ॥ વ્રત લીધા પછી [14]પૂરવ વિલસિત, સુખ નવ સભારે ॥ ચાલોને૦ ॥ ૪ ॥ લૌલ્યથી સરસ આહાર લહે નહી, અતિશય નવ ખાવે ॥ શરીર [15]સિચયની શોભા છંડી, શીલ ગુણુ શોભાવે ॥ ચાલોને૦ ॥ ૫ ॥ એવા ઉત્તમ મુનિવર આગે, સ્વસ્તિક શુભ કરિયે ॥ વિનય વિવેકે વંદી

---

૧ સ્ત્રી ૨ સખી. ૩ દરરોજ. ૪ સ્ત્રી. ૫ નપુંસક. ૬ રહિત. ૭ સ્થાન. ૮ સ્ત્રી. ૯ સ્ત્રી. ૧૦ સ્ત્રી-૧૧ ન જુવે-૧૨ કામ. ૧૩ કામદેવ-૧૪ પૂર્વ ભોગવેલું. ૧૫ વસ્ત્રની.

વધાવી, પાપ પડલ હરિયે ॥ ચાલોને૦ ॥ ૬ ॥ પરમ પ્રિયંકર પાવન પ્રવચન, પીયૂષ રસ પીજે ॥ ગુરૂ માણક ગુણ મંગલ ગાઈ, જન્મ સફલ કીજે ॥ ચાલોને૦ ॥ ૭ ॥



## અઢાર હજાર શીલાંગની ગહૂંલી ॥૩૨॥

॥ સજની મોરી પાસ જિનેશ્વર પૂજોરે ॥ એ દેશી ॥

સજની મોરી સાધુ સુહંકર વંદોરે, સજની મોરી વંદીને આનંદોરે ॥ સ૦ શીલાંગ સહસ અઢારરે, સ૦ સાધે જે સુખકારરે ॥ ૧ ॥ સ૦ સંજ્ઞા ચઉ પરિહરતારે, સ૦ પંચ ઇંદ્રિય વશ કરતારે ॥ સ૦ ધરમ તે દશવિધ ધરતારે, સ૦ આરંભ દશ અપહરતારે ॥૨॥ સ૦ જોગ ત્રિકે ઇમ જાણોરે, સ૦ મન વચ કાયથી માનોરે ॥ સ૦ કરણ કરાવણ કહિયેરે, સ૦ અનુમોદનથી લહિયેરે ॥ ૩ ॥ સ૦ સંજોગથી શ્રીકારરે, સ૦ હોવે સહસ અઢારરે ॥ સ૦ એવા મુનિવર આગેરે, સ૦ રમણી ચરણ ગુણ રાગેરે ॥૪॥ સ૦ [1]અક્ષત અક્ષત આણીરે, સ૦ ભરપુર હર્ષ ભરાણીરે ॥ સ૦ સ્વસ્તિકપૂરી સારરે, સ૦ મૂકે ફલ મનોહારરે ॥ ૫ ॥ સ૦ ભક્તિ અખંડિત ભાવેરે, સ૦ વિનય વિવેકે વધાવેરે ॥ સ૦ લલી લલી લુંછણાં લેતીરે, સ૦ ત્રણ ખમાસણ દેતીરે ॥ ૬ ॥ સ૦ [2]મુનિ માણક મુખ જોતીરે, સ૦ ભવભવ [3]પાતક ધોતીરે ॥ સ૦ ગુંહલી મનોહર ગાવેરે, સ૦ પુણ્ય [4]મહોદય પાવેરે ॥ ૭ ॥



૧ અખંડ ૨ મુનિરત્ન. ૩ પાપ. ૪ મ્હોટો ઉદય અથવા મોક્ષ.

## ॥ બાવીશ પરીસહની ગહૂંલી ॥૩૩॥

॥ ઓધવજી સંદેશો કહેજો શામને ॥ એ દેશી ॥

સંજમ ધર મુનિવર પદ પંકજ સેવિયે, બાવીશ પરીસહ સહતા જે બલવંતજો ॥ ભૂખ તરશને ટાઢ તાપ સમ ભાવથી, ખમતા ડંશ પરીસહ રાખી ખંતજો ॥ સંજમ૦ ॥ ૧ ॥ વસ્ત્ર રતિ સ્ત્રી [1]ચર્યા [2]નિષદ્યા વલી, શય્યા પરીસહ સહતા સમતા વંતજો ॥ [3]આક્રોશ વધને ખમતા કરતા યાચના, તેમ અલાભે ખેદ ન આણે તંતજો ॥ સંજમ૦ ॥૨॥ રોગ અને તૃણ સ્પર્શ તથા મલને સહે, સત્કારે નવ હરખે મનમાં સંતજો ॥ પ્રજ્ઞાને અજ્ઞાન તથા સમ્યક્ત્વનો, પરીસહ સહતા તેમજ શ્રધ્ધા વંતજો ॥ સંજમ૦ ॥ ૩ ॥ એવા મુનિવર આગલ આવી [4]અંગના, ભક્તિ ભાવે વંદે [5]પદ અરવિંદજો ॥ સુંદર [6]શાલી [7]ગણુનો પૂરી સાથિયો, ઉપર શ્રીફલ ઠવતી ભાવ અમંદજો ॥ સંજમ૦ ॥ ૪ ॥ [8]લાજે ચરણ વધાવી લેતી લુંછણાં, મધુરે કંઠે ગાતી મંગલ ગીતજો ॥ મુનિ માણક મુખચંદ નિહાલી [9]મોદતી, નિર્મલ મંગલ [10]કમલા પામે નિતજો ॥ સંજમ૦ ॥૫॥



---

૧ વિહાર. ૨ અલ્પકાલીન વસતિ. ૩ ગાલી પ્રમુખ. ૪ સ્ત્રી. ૫ ચરણકમલ. ૬ ચોખા ૭ સમૂહ. ૮ અક્ષત. ૯ આનંદતી. ૧૦ લક્ષ્મી

## ॥ સદ્ગુરૂ દેશનાની ગહૂંલી ॥૩૪॥

॥ ઓધવજી સંદેશો કહેજો શામને ॥ એ દેશી ॥

સદ્ગુરૂ વદન કમલની વાણી સાંભળો, અમૃત રસ સમ [1]અમૃત પદ દાતારજો ॥ વસ્તુ ગતે જે વસ્તુ સ્વરૂપ વખાણતા, સ્યાદવાદ સંયુત આગમ અનુસારજો ॥ સદ્૦ ॥ ૧ ॥ દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવથી દાખતા, નિજ પર સત્તા નિર્મલ ચઊ નિક્ષેપ જો ॥ સપ્ત ભંગીને નય સપ્તક સમજાવતા, લોપે જે સાંભલતાં પાતક લેપજો ॥ સદ્૦ ॥ ૨ ॥ પરમ પ્રમાણ પ્રત્યક્ષ પરોક્ષ પ્રકાશતા, ભેદ અભેદને ઊતસર્ગ અપવાદ જો ॥ આગમ નો આગમ સામાન્ય વિશેષતા, નિશ્ચય [2]વ્યવહૃતિ જ્ઞાન ક્રિયા સંવાદ જો ॥ સદ્૦ ॥૩॥ દ્રવ્ય ગુણ પર્યાય [3]નિકર દરશાવતા, તત્વત્રયીને રત્નત્રયી વલી તેમજો ॥ ત્રણ આતમ પુદ્ગલને ત્રણ દૃષ્ટિ તથા, ત્રણ ગારવ ત્રણ કાલ લોક પણ એમજો ॥ સદ્૦ ॥ ૪ ॥ ચઊ અનુયોગને ચાર કથા ચઊ ભાવના, ચાર ધ્યાન ચઊ દર્શન પરમ ઊદારજો ॥ બંધ ચારને ચાર ગતિ બતલાવતા, વિકથા સંજ્ઞા ચાર કષાય વિચારજો ॥ સદ્૦॥૫॥ પંચ દેવને કારણ પંચ પ્રરૂપતા, પંચ જ્ઞાન સ્વાધ્યાય પંચ સુખકારજો ॥ પંચ [4]કરણને પંચ ભાવ નિદ્રા [5]તનૂ, પંચ પ્રમાદને આશ્રવ પંચ પ્રકાર જો ॥ સદ્૦ ॥ ૬ ॥ ષટ કારક ષટ વ્રતને ષટ લેશ્યા વલી, ષટ સંઘયણ તથા સંઠાણને કાયજો ॥ ભય સપ્તકને સાત નરક તે ભાખતા, સમુદ્ઘાત [6]સગ સાત

૧ મોક્ષ, ૨ વ્યવહાર. ૩ સમૂહ ૪ ઇંદ્રિય. ૫ શરીર. ૬ સાત

શુદ્ધિ શિવ દાયજો ॥ સદ્‌૦ ॥ ૭ ॥ આઠ કરમને આઠ દયા ઓલખાવતા, મદ અષ્ટક તિમ આઠે પ્રવચન માતજો ॥ નવ વિધ બ્રહ્મચરજ ગુપ્તિ નવ તત્વને, નવ કોટી નવ પાપ નિદાનની વાતજો ॥ સદ્‌૦ ॥ ૮ ॥ દશ યતિધર્મને પ્રાયશ્ચિત્ત જણાવતા, સત્ય રૂચિને વૈયાવચ્ચ દશ સારજો ॥ શ્રાવક પ્રતિમા એકાદશ અતિ શોભતી, મુનિવર પ્રતિમા દ્વાદશ મંગલ કારજો ॥ સદ્‌૦ ॥ ૯ ॥ દેતા સદગુરૂ ઇત્યાદિક વર દેશના, [1]જ્ઞેય [2]હેય [3]ઉપાદેય એહમાં જેહજો ॥ અનુક્રમથી તે જાણો છંડો આદરો, ગુણિયલ થઇને પામો જિમ શિવ ગેહજો ॥ સદ્‌૦ ॥ ૧૦ ॥ એ મુનિ માણક આગલ જે [4]મૃગલોચના, ગુંહલી કરીને ગાશે સુંદર ગીતજો ॥ વંદી પ્રણમી મુક્તાફલથી વધાવશે, નિર્મલ મંગલ [5]કમલા વરશે નિતજો ॥ સદ્‌ગુરૂ વદન કમલની વાણી સભલો૦ ॥ ૧૧ ॥

## ॥ ગુરૂ દેશનાની ગહૂંલી ॥ ૩૫ ॥

॥ લટકાલા મંદિરિયે આવ. લટકે મોહી રહીશું ॥ એ દેશી ॥

રઢિયાલા સદગુરૂ રાજ, દેશના આપી રહ્યા છે ॥
કરૂણાના દરિયાને, સમતાના ભરિયા, ચરણ કરણ અનુસરિયા,
વિજ્ઞાને વ્યાપી રહ્યા છે ॥ રઢિયાલા૦ ॥ ૧ ॥
અરહંત મતને જે ઓલખાવે, સમજાવે સિધ્ધાંત સાર,

૧ જાણવા યોગ્ય. ૨ તજવા યોગ્ય. ૩ આદરવા યોગ્ય. ૪ સ્ત્રી. ૫ લક્ષ્મી.

[1]લલિત સ્વર [2]લાપી રહ્યા છે ॥ રઢિયાળા૦ ॥ ૨ ॥
સુગતિ કુગતિનો માર્ગ બતાવે, પરખાવે પુણ્યને પાપ,
કુમતિને કાપી રહ્યા છે ॥ રઢિયાળા૦ ॥ ૩ ॥
તત્વા તત્વને જેહ જણાવે, કરવા ભવિક ઉપકાર,
સમકિતને સ્થાપી રહ્યા છે ॥ રઢિયાળા ॥ ૪ ॥
એ [3]ગુરૂ માણકના ગુણ ગાવો, જે ભવ તારણહાર,
તૃષ્ણાને [4]તાપી રહ્યા છે ॥ રઢિયાળા૦ ॥ ૫ ॥



## ॥ ગુરૂ દેશનાની ગહૂંલી ॥ ૩૬ ॥

॥ રાજુલ ગોરી બેઠાં છે માલિયેરે. નમતાં લાગે લલી લલી પાય ॥
ગુલાબી નેમ ઘર આવો આપણેરે ॥ એ દેશી ॥

શ્રાવક આવી બેઠા છે સામટારે, આજે આણી ઉલટ અપાર ॥ પ્રતાપી ગુરૂજી પધારો પાટીયેરે ॥ ચિતમાં લાગી પૂરણ ચાહનારે, સુણવા શ્રીજિન આગમ સાર ॥ પ્રતાપી૦ ॥ ॥ ૧ ॥ કરૂણા સાગર કરૂણા કીજીયેરે, નિજ સેવક ઉપર નિરધાર ॥ પ્રતાપી૦ ॥ [5]દુરિત [6]વિદારણ દીજે દેશનારે, અનુપમ નય ગમ ભંગ ઉદાર ॥ પ્રતાપી૦ ॥ ૨ ॥ નિર્મલ નિશ્ચયને વ્યવહારનેરે, સમજાવો સુંદર સ્યાદવાદ ॥ પ્રતાપી૦॥

૧ સુંદર. ૨ બોલી રહ્યા છે. ૩ ગુરૂરૂપ રત્નના. ૪ બાલી રહ્યા છે.
૫ પાપ. ૬ છેદનાર.

અમને સાંભલતાં જિમ ઉપજેરે, સેલડી સાકર સરિખો સ્વાદ ॥ પ્રતાપી૦ ॥ ૩ ॥ તવ ગુરૂ પાવન તત્વ પ્રકાશતારે, દુખહર સમકિત દર્શન દાય ॥ પ્રતાપી૦ ॥ પામ્યા પુષ્કલ જન પ્રતિબોધનેરે, મનમાં હર્ષ ઉમંગ ન માય ॥ પ્રતાપી૦ ॥ ૪ ॥ ઇણ અવસર અલબેલી [1]અંગનારે, પ્રેમે પ્રણમી સદ્‌ગુરૂ પાય ॥ પ્રતાપી૦ ॥ ઉજ્વલ મુક્તાફલથી વધાવતીરે, ગુરૂ માણક ગુણ મંગલ ગાય ॥ પ્રતાપી૦ ॥ ૫ ॥



## ॥ મુનિ દેશનાની ગહૂંલી ॥ ૩૭ ॥

॥ ગોકુલ મથુરારે વ્હાલા ॥ એ દેશી ॥

સાંભલ સજનીરે શાણી, નિરૂપમ આવ્યા મુનિવર નાણી ॥
વરશે મીઠીરે વાણી, જેથી લાજે સાકર પાણી ॥સાંભલ૦॥૧॥
નય ગમ ભંગેરે ઉંડી, રત્નત્રયી દેખાડે રૂડી ॥
ઉપશમ રસનીરે કૂંડી, ભાગે ભવની તૃષ્ણા ભૂંડી॥સાંભલ૦॥૨॥
[2]તરણિ સરિખોરે તારૂ, આ ભવસાગર તરવા સારૂ ॥
ચાર પ્રકારેરે ચારૂ, વિગતે ધર્મ વખાણે વારૂ ॥ સાંભલ૦ ॥૩॥
હૂંસે હૈડેરે હરખી, સહીયર ચાલો સરખે સરખી ॥
નિર્મલ ગુરૂ મુખને નિરખી, પાવન [3]પ્રવચન સુણિયે પરખી ॥
॥ સાંભલ૦ ॥ ૪ ॥

---

૧ સ્ત્રી. ૨ નાવ. ૩ આગમ.

[1]લાજ અખંડિતરે લાવો, સ્વસ્તિક કરીને શ્રીફલ ઠાવો ॥
ભક્તિ શ્રુતનીરે ભાવો, વિનય ધરી ગુરૂરાજ વધાવો ॥સાં૦॥૫॥
ગુંહલી મનોહરરે ગાવો, સૂરિ માણક [2]પદ શીશ નમાવો ॥
મંગલ [3]કમલારે પાવો, જલદી મોક્ષ નગરમાં જાવો ॥સાં૦ ॥૬॥

---

## ॥ ગુરૂ વાણીની ગહૂંલી ॥ ૩૮ ॥

॥ રહો ગુરૂજી ફાગણ ચોમાસુંરે ॥ એ દેશી ॥

વંદે ગુરૂજી અમૃત સમ વાણીરે, [4]નિર્વાણ તણી નિશાણીરે ॥
વંદે૦ ॥ એ આંકણી ॥ જિનવર મુખથી [5]જલ્પાણીરે,
ગણધર આગમ ગુંથાણીરે, [6]અનેકાંત મતે અંકાણીરે॥વંદે૦॥૧॥
શુભ સાત નયે સમજાણીરે, વલી ચાર નિક્ષેપે વખાણીરે,
એતો પંચ કારણથી પ્રમાણીરે ॥ વંદે૦ ॥ ૨ ॥
ષટ દ્રવ્ય વિવેચન ખાણીરે, [7]વર ગુણ પર્યાય વિંટાણીરે,
[8]નિજ પર સત્તા નિરખાણીરે ॥ વંદે૦ ॥ ૩ ॥
[9]ઘન ચરણ કરણ ચરચાણીરે, ગણિતાનુયોગે ગવાણીરે,
[10]ભૂરિ ધર્મ કથાથી ભરાણીરે ॥ વંદે૦ ॥ ૪ ॥
જે એ વાણી હિત જાણીરે, પ્રતિદિન સાંભલશે પ્રાણીરે,
હોશે તસ ભવ દુખ હાણીરે ॥ વંદે૦ ॥ ૫ ॥

---

૧ અક્ષત ૨ ચરણ. ૩ લક્ષ્મી. ૪ મોક્ષ. ૫ કહેવાણી. ૬ સ્યાદ્વાદ.
૭ સુંદર. ૮ સ્વ ૯ બહુ ૧૦ બહુ.

સમકિત [1]ભૂષણ શોભાણીરે, [2]રમણી અનુભવ રંગાણીરે,
નિત નમતી ગુરૂ શ્રુત નાણીરે ॥ વદે૦ ॥ ૬ ॥
[3]પ્રવચન શ્રુત ભક્તિ પીછાણીરે, સૂરિ માણક આગલ શાણીરે,
કરે ગુંહલી ઉલટ આણીરે ॥ વદે૦ ॥ ૭ ॥



## ॥ સર્વજ્ઞ સિદ્ધાંતની ગહૂંલી ॥ ૩૯ ॥

॥ આવો આવો જસોદાના કંત ॥ એ દેશી ॥

લાવો લાવો ગુરૂ ગુણવંત, કરૂણા લાવોરે ॥
બુધ્ધિ દાયક બલવંત, માગે બતાવોરે ॥
સર્વજ્ઞતણો સિધ્ધાંત, સરસ સુણાવોરે ॥
અમને અનુપમ અનેકાંત, મત ઓલખાવોરે ॥ લાવો૦ ॥૧॥
નૈગમ સંગ્રહ વ્યવહાર, નય નિરખાવોરે ॥
રૂજુ સૂત્રને શબ્દ વિચાર, સાર જણાવોરે ॥
સમભિરૂઢ એવંભૂત, શુભ સમજાવોરે ॥
[4]પ્રવચન [5]પીયૂષ [6]પ્રભૂત, પ્રીતથી પાવોરે ॥ લાવો૦ ॥ ૨ ॥
તવ ગીતારથ અણગાર, પર ઉપગારીરે ॥
[7]નિપ દષ્ટાંતે નરનાર, યોગ્ય વિચારીરે ॥
અરિહા આગમ ઉપદેશ, ઉત્તમ આપેરે ॥
છેદી અજ્ઞાન [8]અશેષ, સમકિત સ્થાપેરે ॥ લાવો૦ ॥ ૩ ॥

---

૧ આભૂષણ. ૨ સ્ત્રી. ૩ આગમ. ૪ આગમ. ૫ અમૃત. ૬ ઘણું. ૭ ઘડો. ૮ સમગ્ર.

ઇણુ અવસર ઉલટ અપાર, ઊરમાં આણીરે ॥
સજી સોલ સરસ શણગાર, સુંદરી શાણીરે ॥
પ્રણમી ગુરૂ પદ કજ [1]પ્રેષ્ઠ, સ્વસ્તિક પૂરેરે ॥
ઠવી ઊપર શ્રીફલ શ્રેષ્ઠ, ચઊ ગતિ ચૂરેરે ॥ લાવો૦ ॥૪॥
સૂરિ માણક શ્રી ગુરૂનાથ, ચરણ વધાવેરે ॥
સરખી સાહેલી સાથ, ગહૂંલી ગાવેરે ॥
આગમ ધર ભક્તિ એમ, જે નિત કરશેરે ॥
તે કેવલ કમલા ક્ષેમ, વેગે વરશેરે ॥ લાવો૦ ॥ ૫ ॥

## ॥ સંજમધર ગુરૂની ગહૂંલી ॥ ૪૦ ॥

॥ સિરોહીનો સાલૂહોકે, ઉપર જોધપુરી ॥ એ દેશી ॥

આજ નગરમાં હોકે, અતિ આનંદ થયો ॥
ગુરૂજી પધાર્યા હોકે, દુખ સંતાપ ગયો ॥
સત્તર ભેદે હોકે, સંજમ શુધ્ધ સજે ॥
ત્રસ થાવરની હોકે, હિંસા દૂર તજે ॥ ૧ ॥
જૂઠ ન જલ્પે હોકે, મુખથી જેહ જરી ॥
કાંઈ અણ આપ્યું હોકે, ન લીયે ચોયે કરી ॥
મૈથુન મ્હેલી હોકે, [2]બ્રહ્મ ગુણે મ્હાલે ॥
પરિગ્રહ ઠેલી હોકે, પંચમ વ્રત પાળે ॥ ૨ ॥

૧ પ્રિય-સુંદર. ૨ બ્રહ્મચર્ય.

કરણ [1]તુરંગમ હોકે, પાંચે વશ કરતા ॥
પ્રબલ કષાયા હોકે, ચારે પરિહરતા ॥
મન વચ કાયા હોકે, દંડ ત્રણે વમતા ॥
[2]રજની વાસર હોકે, નિજ રૂપે રમતા ॥ ૩ ॥
તે ગુરૂ આગે હોકે, દૂષણ સર્વે તજી ॥
સુંદરી શાણી હોકે, શુભ શણગાર સજી ॥
સ્વસ્તિક પૂરી હોકે, વર શ્રીફલ ધરતી ॥
કાંચન ફૂલે હોકે, લૂંછણિયાં કરતી ॥ ૪ ॥
શ્રી જિન આગમ હોકે, સ્નેહ ધરી સુણતી ॥
હરકત ભવની હોકે, નિશ્ચે તે હણતી ॥
ગુરૂ માણક ગુણ હોકે, [3]સહીયર સહ ગાવે ॥
પુણ્ય મહોદય હોકે, સુખ મંગળ પાવે ॥ ૫ ॥



## ॥ ગુરૂના છત્રીશ ગુણની ગહૂંલી ॥ ૪૧ ॥

॥ માજી તું પાવાની પટરાણી કાલી કાલિકારે લોલ ॥ એ દેશી ॥

બેની સદગુરૂ [4]પદ અરવિંદ વિનયથી વંદિયેરે લોલ,
બેની દેખી ગુરૂ મુખચંદ હ્રદય આનંદિયેરે લોલ ॥
બેની સમરથ જે નિતપંચ [5]કરણને સંવરેરે લોલ,
બેની [6]મંદર ધર સમ પંચ મહાવ્રતને ધરેરે લોલ ॥૧॥

---

૧ ઘોડા. ૨ રાતદિવસ. ૩ સખીયો સાથે. ૪ ચરણ કમલ. ૫ ઇંદ્રિય.
૬ મેરૂપર્વત

બેની પાવન પંચાચાર પ્રિયંકર પાળતારે લોલ,
બેની સમિતિ પંચ પ્રકાર સદા સંભાળતારે લોલ ॥
બેની ગુપ્તિ ત્રણ સુખ દાય ધરી ભવ ગાળતારે લોલ,
બેની મૂકી ચાર કષાય નિજાતમ મ્હાલતારે લોલ ॥ ૨ ॥
બેની નવ વિધ વાડ વિશુદ્ધ [1]બ્રહ્મ આરાધતારે લોલ,
બેની છત્રીશ ગુણ ધરી બુદ્ધ સિદ્ધ પદ સાધતારે લોલ ॥
બેની શાસનના શણગાર શમામૃત [2]સારણીરે લોલ,
બેની તસપદ ભક્તિ સાર [3]ભવાર્ણવ તારણીરે લોલ ॥ ૩ ॥
બેની લાવો થાળ વિશાળ [4]લલિત મોતી ભરીરે લોલ,
બેની કુંકુમ ઘોળ રસાળ [5]કનક પાત્રે કરીરે લોલ ॥
બેની સ્વસ્તિક પૂરી શ્રેષ્ઠ ઊપર શ્રીફલ ધરોરે લોલ,
બેની હિતકારી ગુરૂ [6]પ્રેષ્ઠ વધાવી [7]અઘ હરોરે લોલ ॥૪॥
બેની સાચો રાખી પ્રેમ જિનાગમ સાંભળોરે લોલ,
બેની કીજે ગુંહલી એમ તજી મન આંબળોરે લોલ ॥
બેની ગુરૂ માણક ગુણ ગીત સુકંઠે ગાવજોરે લોલ, લોલ,
બેની પરમાનંદ પુનીત [8]મહોદય પાવજોરે લોલ ॥ ૫ ॥

---

૧ બ્રહ્મચર્ય. ૨ નીક. ૩ સસાર સમુદ્ર. ૪ સુદર. ૫ સોનાની કચોળી.
૬ પ્રિય સુદર. ૭ પાપ. ૮ મ્હોટો ઉદય અથવા મોક્ષ.



## ॥ ગુરૂઆગમન વરઘોડાની ગહૂંલી ॥૪૨॥

॥ મહિડાંની ગોલી મ્હારે મદમદ ભરી, મહિડાં વલોવવાં મ્હારેરે લોલ॥ આજ મ્હારે વલોણા વાર છે રે લોલ ॥ એ દેશી. ॥

અનુપમ ઓચ્છવ આજ નગરમાં, પૂજ્ય ગુરૂજી પધારેરે લોલ ॥ આજ મ્હારે અતિ આનંદ છે રે લોલ ॥ શ્રાવક ભાવક મલીને સામટા, શહેર સરસ શણગારેરે લોલ ॥ આજ૦ ॥૧॥ મોતીનાં તોરણ બાંધે મનોહર, ધ્વજા પતાકા રોપેરે લોલ ॥ આજ૦॥ શોભા સહિત કરે દુકાન સઘલી, અલકા પુરી જેમ ઓપેરે લોલ ॥ આજ૦॥૨॥ સંઘ સકલ સજી સામઈયું સુંદર, શ્રી ગુરૂ સનમુખ જાવેરે લોલ ॥આજ૦॥ [1]મહિલાની ટોલી મલી [2]મંજુ મલપતી, ગુરૂ ગુણ ગહુંલી ગાવેરે લોલ ॥ આજ૦॥૩॥ ચાલે હાથી રથ ઘોડાને ગાડીયો, પાર વિનાના પાલારે લોલ ॥ આજ૦॥ હાસ્ય વિનોદ ભર હર્ષથી હિંડતા, કરતા વિદૂષક ચાલારે લોલ ॥ આજ૦ ॥૪॥ દેવ કુમર સમ સાંબેલા દીપતા, વેગે વાજીંતર વાજેરે લોલ ॥ આજ૦॥ છેલ છબીલા છટાથી બોલતા, છેક છડીદાર છાજેરે લોલ ॥ આજ૦॥૫॥ અતિ આડંબરે એમ ઉપાશરે, મન મોહન ગુરૂ આવેરે લોલ ॥આજ૦॥ વિધિ પૂર્વક સહુ વંદે વિવેકથી, નિર્ભર ભક્તિ ભાવેરે લોલ ॥ આજ૦॥૬॥ સદગુરૂ આગલ આવી સુહાસણ, સમકિત ગુણ અનુસરતીરે લોલ ॥

---

૧ સ્ત્રી. ૨ સુંદર.

આજ૦॥ કલ્યાણ કારણ સ્વસ્તિક કરતી, ઊપર શ્રીફલ ધરતી રે લોલ ॥આજ૦॥૭॥ [1]હેમ કુસુમ [2]મુક્તા લેઈ હાથમાં, ગુરૂ પદ પદ્મ વધાવેરે લોલ ॥ આજ૦ ॥ વાણી સુણી ગુરૂરાજ [3]વદનની, પરમાનંદ રસ પાવેરે લોલ ॥ આજ૦ ॥ ૮ ॥ સૂરિ માણક શ્રુત જ્ઞાનીની ભક્તિ, કોડે જે ઇમ કરશેરે લોલ ॥ ॥આજ૦॥ તે ભવ [4]પારાવારથી તરશે, અજરામર પદ વરશેરે લોલ ॥ આજ૦ ॥ ૯ ॥



## ॥અથશ્રી ગુરૂઆગમનની ગહૂંલી ॥૪૩॥

॥ જીરે ગણધર આવ્યા છે ચાલો વંદવા ॥ એ દેશી ॥ ॥

જીરે આજ મનોરથ સવી ફળ્યા,
જીરે આજનો દિન શુભકારરે ॥
હો બેની મોરી ગુરૂજી પધાર્યા ચાલો વંદવા ॥
જીરે સમિતિ ગુપ્તિ મુનિ પાળતા,
જીરે પંચ મહાવ્રત ધારરે ॥ હો બેની મોરી
ગુરૂજી પધાર્યા ચાલો વંદવા ॥ એ આંકણી. ॥ ૧ ॥
જીરે ગામ નગર પુર દેશમાં,
જીરે વિચરંતા મુનિરાજરે ॥ હો બેની૦॥
જીરે તરણ તારણ ભવિ જીવને,
જીરે સંસાર [5]સિંધુમાંહી ઝાજરે ॥ હો બેની૦ ॥૨ ॥

૧ સોનાનાં ફુલ ૨ મોતી. ૩ મુખની. ૪ સમુદ્ર. ૫ સમુદ્ર.

જીરે દોષ બેતાળીશ ટાળીને,
જીરે લેતા શુધ્ધ આહારરે ॥ હો બેની૦॥
જીરે શોક હરખ નહી જેહને,
જીરે કરૂણા રસના ભંડારરે ॥ હો બેની૦॥૩॥
જીરે જ્ઞાન ધ્યાન તપ [1]હેતીએ,
જીરે કરમ ભરમ કરે દૂરરે ॥ હો બેની૦॥
જીરે આપ સ્વભાવમાં જે રહે,
જીરે અનુભવ આનંદ પૂરરે ॥ હો બેની૦॥૪॥
જીરે એવા મુનિને નિત વંદીએ,
જીરે તો ભવોભવ દુઃખ જાયરે ॥ હો બેની૦॥
જીરે માણિકવિજય કહે નમું,
જીરે હું પણ તેહના પાયરે ॥ હો બેની૦॥ ૫ ॥
જીરે સંવત ઓગણી પીસ્તાળીશે,
જીરે લીંબડી શહેર મોઝારરે ॥ હો બેની
જીરે કાર્તિક વદ દિન તેરશે,
જીરે ગુંહલી કરી સુખકારરે ॥ હો બેની૦॥૬॥

## ॥અથ શ્રી ગુરૂવિહારની ગહૂંલી ॥ ૪૪॥

॥ વીર કહે ગૌતમ સુણો ॥ એ દેશી. ॥

સમરી સરસ્વતી સ્વામિની, પ્રણમી ગણપતિ પાયરે ॥
ગુણ ગીરૂવા ગુરૂજી તણા, ગાતાં હરખ ન માયરે ॥૧॥

---
૧ શસ્ત્ર.

આજ રહો મુનિરાજ જી, તુમને કહું કર જોડરે ॥
આવડી ઉતાવળ શું કરો, શી છે દોડા દોડરે ॥ આજ૦॥૨॥
પાટણ પાટણ શું કરો, પાટણ કેવું છે શહેરરે ॥
ગામ સીપોર ગમતું નથી, એવી કેવી ત્યાં લહેરરે ॥આજ૦॥૩॥
સંઘ સકળની સાંભળો, આટલી અરજ ઉદારરે ॥
એક ચોમાસું ઇહાં કરો, વળતાં કરજો વિહારરે ॥ આજ૦॥૪
તુમ વિણ કુણ સમજાવશે, વાંચશે કોણ વખાણરે ॥
બાધા આખડી કોણ આપશે,તિમ વળી વ્રત પચખાણરે ॥આ૦૫
વ્હોરવા કોણ હવે આવશે, દેશે કોણ ધર્મ લાભરે ॥
ગામ શોભા તુમ વિણ ગઇ, સૂરજ વિના જેમ [1]આભરે ॥આ૦॥૬
નિત્ય ઉપાસરે વંદવા, જઇશું કેહની પાસરે ॥
સુખશાતા કોને પૂછશું, પામી મન ઉલ્લાસરે ॥આજ૦॥૭॥
સરસ વચન તુમ દેશના, વરશતી અમૃત ધારરે ॥
તે કિમ અમને વિસરે, મ્હોટો તુમ ઉપગારરે ॥ આજ૦॥૮॥
સર્વ કળા ગુણથી ભર્યા, પંડિતમાં શિરદારરે ॥
ધર્મ સનેહી સાધુજી, જિન શાસન શિણગારરે ॥આજ૦॥૯॥
કરગરીને સહુ વિનવે, નયણે આંસુની ધારરે ॥
પાછા વળજો સાહિબા, લાવી કરૂણા લગારરે ॥ આજ૦॥૧૦॥
વળતું મુનિવર ઇમ કહે, સુણજો શ્રાવક સારરે ॥
વિનય વિવેક વડા તુમે, ધરતા મુનિ ગુણ પ્યારરે ॥વળતું૦॥૧૧
વીરની આણા છે એહવી, ન રહે થીર અણગારરે ॥

---

૧ આકાશ.

એક ઠામે રહેતાં થકાં, ન પળે સાધુ આચારરે ॥વળતું૦॥૧૨॥
ઉત્તરાધ્યયન માંહી કહ્યું, જેનો સાધુનો વેષરે ॥
એક મુકામે તે નવી રહે, વિચરે દેશ વિદેષરે ॥વળતું૦॥૧૩॥
નવ નવ દેશ જવા થકી, થાય ભવિક ઉપગારરે ॥
ધર્મતણી વૃદ્ધિ ઘણી, વરતે જયજય કારરે ॥ વળતું૦ ॥૧૪॥
સંજમ [1]બાધા ન નીપજે, હોવે જગ બહુ માનરે ॥
શાસનની શોભા વધે, લેખે લાગે જ્ઞાનરે ॥ વળતું૦ ॥૧૫॥
તવ શ્રાવક વિનયે કહે, સાંભળજો મુનિરાજરે ॥
તરણ તારણ ભવિ લોકને, તુમે ભવજળ ઝાજરે ॥તવ૦॥૧૬॥
પાછા વેહેલા પધારજો, ગામ સીપોર મોઝારરે ॥
દુર્લભ દર્શન દાસને, દેજો ગુણ ભંડારરે ॥ તવ૦ ॥ ૧૭ ॥
કોઈ દિન અમને સંભારજો, મુનિવર મહેરબાનરે ॥
છે અમ તુમ કેરો આશરો, ધરશું નિત તુમ ધ્યાનરે ॥તવ૦॥૧૮॥
શ્રાવક [2]તુમચા છે ઘણા, તુમે છો અમ એકરે ॥
કરૂણા નજરથી તારવા, એ તુમ ઉચિત વિવેકરે ॥તવ૦॥૧૯॥
અધિકુ ઓછું તુમને કદી, જે કાંઇ કીધું હોયરે ॥
તે ખમજો [3]સમતાનિધિ, તુમ સમ અવર ન કોયરે ॥તવ૦॥૨૦॥
પરમ પ્રતાપ પૂરણ ગુણી, [4]મુનિ માણક મહારાજરે ॥
દિન દિન તુમ પદ વંદના, હોજો શિવસુખ સાજરે ॥તવ૦॥૨૧॥



---

૧ પીડા. ૨ તમારા. ૩ સમતાના ભંડાર. ૪ મુનિઓમાં રત્ન સમાન.

## ॥ સાધુ સ્વરૂપની ગહૂંલી ॥ ૪૫ ॥

॥ સાહેલડિયાંની દેશી ॥

સાધુ સુહંકર સેવિયે. સાહેલડિયાં સાધે ॥ જે શિવ પંથ ॥ ગુણ વેલડિયાં ॥ રત્ન ત્રયી આરાધતા, સા૦ ॥ નિરૂપમ શ્રી નિંગ્રંથ ॥ ગુ૦ ॥ ૧ ॥ પાવન પાંચે જ્ઞાનમાં, સા૦ ॥ સ્વપર પ્રકાશક સાર ॥ ગુ૦ ॥ આગમ શ્રુત અભ્યાસતા, સા૦ ॥ નિદ્રા કલહ નિવાર ॥ ગુ૦ ॥ ૨ ॥ [1]આપ્ત પ્રણીત નવ તત્વમાં, સા૦ ॥ સત્ય પ્રતીત સ્વરૂપ ॥ ગુ૦ ॥ સમકિત દર્શન સેવતા, સા૦ ॥ ઉપશમ સાર અનૂપ ॥ ગુ૦ ॥ ૩ ॥ વમતા સકલ વિભાવને, સા૦ ॥ રમતા આપ સ્વભાવ ॥ ગુ૦ ॥ ઉત્તમ [2]ચરણ ઉપાસતા ॥સા૦॥ ભવ [3]મકરાકર નાવ ॥ ગુ૦॥ ૪ ॥ એવાં સાધુની આગલે, સા૦ ॥ સુંદરી સજી શણગાર ॥ ગુ૦॥ ચઉગતિ ચૂરણ સાથિયો. સા૦ ॥ પૂરે પૂરણ પ્યાર ॥ ગુ૦॥૫॥ મુક્તાફલથી વધાવતી. સા૦ ॥ વહતી વિનય વિવેક ॥ગુ૦॥ લલી લલી કરતી લુંછણા, સા૦ ॥ ધરતી ધરમની ટેક ॥ ॥ ગુ૦ ॥ ૬ ॥ સૂરિ માણક મુખ દેશના, સા૦ ॥ સાંભલતી સુખકાર ॥ ગુ૦ ॥ ગાતી ગુરૂ ગુણ ગુંહલી, સા૦ ॥ તરવા આ સંસાર ॥ ગુ૦ ॥ ૭ ॥



---

૧ જિનેંદ્ર. ૨ ચારિત્ર. ૩ સમુદ્ર.

## ॥ સાધુ સ્વરૂપની ગહૂંલી ॥ ૪૬ ॥

॥ કોપિડે પંખીડા નારી ગુણાવલી તામજો. પંજરિયો કર લીધો

ઝરતે લોયણુરે લોલ ॥ એ દેશી ॥

હો પ્રિય સાહેલી સાધુ સત્ય સહાયજો, સહજાનંદ સ્વરૂપ સદા જે સાધતારે લોલ ॥ હો પ્રિય સાહેલી અવિચલ મોક્ષ ઉપાયજો, સમ્યગ દર્શન જ્ઞાન ચરણ આરાધતારે લોલ ॥૧॥ હો૦ કુમત કદાગ્રહ ક્લેશ જો, વચન વિરૂદ્ધ વિતંડાવાદ નિવારતારે લોલ ॥ હો૦ આપે શુભ ઉપદેશ જો, [1]ધર્મચક્રીની આણા શિરપર ધારતારે લોલ ॥ ૨ ॥ હો૦ પરિહરિ પંચ પ્રમાદજો, [2]અવિરત અરિહા આગમ શ્રુત અભ્યાસતારે લોલ॥ હો૦ સમજી મત સ્યાદવાદજો, અનુપમ આતમ અનુભવ જ્ઞાન ઉપાસતારે લોલ ॥ ૩ ॥ હો૦ જાણી દુઃખ નિદાનજો, તરૂણી કંચન તૃષ્ણા દૂરે ટાલતારે લોલ ॥ હો૦ મૂકી માયા માનજો, પાવન સંજમ આતમ સાખે પાલતારે લોલ ॥૪॥ હો૦ ઉત્તમ એ અણગારજો, સમતા યોગે કરમ ભરમ સંહારતારે લોલ ॥ હો૦ તીરથના અવતારજો, તરતા ભવ [3]મકરાકર પરને તારતારે લોલ ॥ ૫ ॥ હો૦ સોલ સજી શણગારજો, વિનય વિવેકે તે મુનિવરને વંદિયેરે લોલ ॥ હો૦ નિશ્ચલ મન નિરધારજો, નિર્મલ વાણી નિસુણી પાપ નિકંદિયેરે લોલ॥૬॥

---

૧ જિનેશ્વર. ૨ નિત્ય. ૩ સમુદ્ર.

હો૦ ॥ સૂરિમાણક [1]પુર સારજો, ગહૂંલી કરીને ગીત મનોહર ગાઇયેરે લોલ ॥ હો૦ સુખ સંપદ વિસ્તારજો, પુણ્ય [2]મહોદય [3]કમલા [4]વિમલા પાઇયેરે લોલ ॥ ૭ ॥

## ॥ શ્રી નેમિનાથની ગહૂંલી ॥૪૭॥

॥ પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાલીરે ॥ એ દેશી ॥

દ્વારિકા નયરી દીપતી, સાહેલીરે ॥ સહસાવન શુભઠામ ॥
સુણ સાહેલીરે ॥
નેમિનાથ સમોસર્યા, સા૦॥ [5]ધર્મચક્રી ગુણ ધામ ॥સુણ ॥૧॥
સમવસરણ સુરવર રચે, સા૦॥ ત્રણ ગઢ ઝાક ઝમાલ ॥સુણ૦॥
રત્ન સિંહાસન રાજતા, સા૦॥ જિનવર જગત દયાલ॥સુણ૦॥૨॥
[6]વનમાલી પ્રભુ વંદવા, સા૦॥ [7]અગ્ર મહિષી આઠ ॥સુણ૦॥
સાથે લઇને સંચર્યા, સા૦॥ ઠીક સજી બહુ ઠાઠ ॥સુણ૦ ॥૩॥
પંચ અભિગમ સાચવી, સા૦॥ પ્રણમી પ્રભુના પાય ॥સુણ૦॥
બેઠા સુણવા દેશના, સા૦॥ જલ્પે તવ જિનરાય ॥સુણ૦॥૪॥
દશ દ્રષ્ટાંતે દોહિલો, સા૦ ॥ માનવનો અવતાર ॥ સુણ૦ ॥
પંચ પ્રમાદ પરિહરો, સા૦॥ ધર્મ કરો નરનાર ॥ સુણ૦॥૫॥
આત્મ સ્વરૂપને ઓલખો, સા૦॥ વરજો સકલ વિભાવ॥સુણ૦॥
સેવો [8]રત્ન ત્રયી સદા, સા૦॥ તારણ ભવજલ નાવ ॥સુણ૦॥૬॥
રૂકમિણી રાણી રંગથી, સા૦॥ ગાતી તવ ગુણ ગીત ॥સુણ૦॥
[9]જિન માણક મુખ ચંદને, સા૦॥ નિરખી હરખે ચિત્ત॥સુણ૦॥૭

૧ આગલ. ૨ મ્હોટો ઉદય અથવા મોક્ષ. ૩ લક્ષ્મી. ૪ નિર્મલ. ૫ ધર્મચક્રવર્ત્તી. ૬ કૃષ્ણ. ૭ પટરાણી. ૮ જ્ઞાન દર્શન ચારિત્ર. ૯ સામાન્ય કેવલીમાં રત્ન સમાન એવા નેમિનાથ.

## ॥ સર્વજ્ઞ પુત્ર ગીતં ॥૪૮॥

॥ તારે માથે ભમે છે કાલરે, ઉંઘ તને કેમ આવે ॥ એ દેશી ॥

કરી પાર્શ્વ પ્રભુને પ્રણામરે, સાંભલો [1]સત સંગી ॥ કહું સર્વજ્ઞ [2]સુતનાં નામરે ॥ સાંભલો૦॥ જે આણે ભવ દુખ અંતરે, સાંભલો૦॥ ભાવે ભજિયે [1]ભગવંતરે ॥સાંભલો૦॥૧॥ સાધે [3]શિવ પદ શ્રીકારરે, સાંભલો૦॥ [1]સાધુ નમિયે સુખકારરે ॥ સાંભલો૦ ॥ તજી [4]ગ્રંથી વહે શિવ પંથરે, સાંભલો૦ ॥ નિત નમિયે તે [3]નિગ્રંથરે ॥ સાંભલો૦ ॥ ૨ ॥ જે વરજે ઘર વ્યાપારરે, સાંભલો૦॥ આરાધો તે [4]અણગારરે ॥સાંભલો૦॥ કરતા રક્ષણ ષટ કાયરે, સાંભલો૦॥ રંગે નમિયે [5]રૂષિરાયરે ॥ સાંભલો૦ ॥૩॥ શુદ્ધ ક્રિયા કરે સાવધાનરે, સાંભલો૦ ॥પ્રણમો તે [6]શ્રમણ પ્રધાનરે ॥ સાંભલો૦ ॥ જે ભિક્ષા લિયે નિર્દોષરે, સાંભલો૦ ॥ કહ્યા [7]ભિક્ષુ તે ગુણ [5]કોશરે ॥ સાંભલો૦ ॥૪॥ રહે મૌન વદે મુખ સત્યરે, સાંભલો૦ ॥ નમિયે તે [8]મુનિવર નિત્યરે ॥ સાંભલો૦ ॥ તપ તપતા સમતા વંતરે, સાંભલો૦॥ સેવિયે તે [9]તપસ્વી સંતરે ॥ સાંભલો૦ ॥ ૫ ॥ જે જીતે કામ વિકારરે, સાંભલો૦ ॥જાણો તે [10]જતિ જયકારરે ॥સાંભલો૦॥ જે ધૂતે મોહમહા ભૂતરે, સાંભલો૦॥ અવધારો તે [11]અવધૂતરો ॥ સાંભલો૦ ॥૬॥ જે ખંડે નહી વ્રત સારરે, સાંભલો૦ ॥

---

૧ સજ્જનનો સંગ કરનાર ૨ પુત્ર. ૩ મોક્ષ. ૪ બાહ્ય અભ્યંતર પરિગ્રહ. ૫ ભંડાર.

તે [12]લજ્જાવંત ઉદારરે ॥ સાંભલો૦ ॥ ભોગ તજી ભજે જે જોગરે, સાંભલો૦ ॥ તે [13]જોગી હરે ભવરોગરે ॥સાંભલો૦॥૭॥ વિણ કારણ વદે નહી વાણરે, સાંભલો૦ ॥ [14]વાચંયમ તે પુણ્યવાનરે ॥ સાંભલો૦ ॥ રમે નિર્મલ આતમ રૂપરે, સાંભલો૦ ॥ નમો [15]મહાતમા તે અનૂપરે ॥ સાંભલો૦॥૮॥ ધરે શમ દમ સંજમ જેહરે, સાંભલો૦ ॥ [16]શમી [17]દમીને [18]સંજમી તેહરે ॥ સાંભલો૦ ॥ ગુણ એહના અપરંપારરે, સાંભલો૦ ॥ કહે સૂરિ માણક નિરધારરે ॥ સાંભલો૦ ॥૯॥



## ॥ અરિહંત પદ ગીત ॥૪૯॥

॥ આવો જમાઇ પ્રાહુણા. જયવંતાજી ॥ એ દેશી ॥

પરમેષ્ઠિ ધુર પૂજ્ય, અરિહંતાજી ॥ જિનવર જગદાધાર ॥ ભગવંતાજી ॥ બાર ગુણે કરી શોભતા ॥ અ૦ ॥ મૂલ અતિશય ચાર ॥ ભ૦ ॥ ૧ ॥ સંશય છેદે સર્વના ॥ અ૦ ॥ જ્ઞાનાતિશય પ્રમાણ ॥ભ૦॥ સમજે સુરનર તિરી સહુ ॥અ૦॥ વચનાતિશય વખાણ ॥ ભ૦ ॥ ૨ ॥ ચોસઠ સુરપતિ પૂજતા ॥ અ૦॥ પૂજાતિશય પ્રભાવ ॥ ભ૦ ॥ કષ્ટ સવાસો જોજન ટલે ॥ અ૦ ॥ અપાય અપગમ દાવ ॥ ભ૦ ॥૩॥ પ્રાતિહારજ ગુણ આઠ છે ॥ અ૦ ॥ વૃક્ષ અશોક વિશાલ ॥ભ૦॥ કુસુમ વૃષ્ટિ [1]નિર્જર કરે ॥ અ૦ ॥ દુંદુભિ નાદ રસાલ ॥ ભ૦॥૪॥

[1] દેવ.

ચામર ઢાલે દેવતા ॥ અ૦ ॥ ભામંડલ ઝલકાર ॥ ભ૦ ॥ છત્રત્રય શિર ઉપરે ॥ અ૦ ॥ દિવ્ય ધ્વનિ સુખકાર ॥ ભ૦ ॥ ૫ ॥ રત્ન સિંહાસન રાજતા ॥અ૦॥ ત્રણ ભુવન [1]ભરતાર ॥ ભ૦ ॥ દિયે અમૃત સમ દેશના ॥ અ૦ ॥ કરવા ભવિ ઉપકાર ॥ ભ૦ ॥ ૬ ॥ પારંગત પરમેષ્ઠિને ॥ અ૦ ॥ સેવે સુર નર કોડ ॥ ભ૦ ॥ માણક સિંહ સૂરી નમે ॥ અ૦ ॥ જુગતે નિત [2]કર જોડ ॥ ભ૦ ॥ ૭ ॥



## ॥ સિદ્ધ પદ ગીત ॥૫૦॥

॥ કયું જાણ્યું કયું બનિ આવહી ॥ એ દેશી ॥

પરમેષ્ઠિ પ્રભુ પૂજીયે, સિદ્ધ સનાતન સંતહો ॥ વિનીત ॥ મુક્તિ મહેલમાં માલતા, આઠ ગુણે ગુણવંત હો ॥ વિનીત ॥ નમો નમો સિદ્ધ ભગવંતને ॥૧॥ એ આંકણી ॥ જ્ઞાનાવરણ વિયોગથી, નિર્મલ કેવલ જ્ઞાન હો ॥ વિનીત ॥ દર્શનાવરણ દૂરે થતાં, કેવલ દર્શન વાન હો ॥ વિનીત ॥ નમો૦ ॥ ૨ ॥ વેદનીકર્મ વિનાશથી, અવ્યાબાધ સુખ ધાર હો ॥ વિનીત ॥ મોહની કર્મના [3]વિરહથી, ખાયક સમકિત સાર હો ॥વિનીત ॥ નમો૦ ॥ ૩ ॥ આયુ કરમના અંતથી, અક્ષય સ્થિતિ [4]અભિરામ હો ॥ વિનીત ॥ નામ કરમના નાશથી, અરૂપી ગુણ ઉદ્દામહો ॥ વિનીત ॥ નમો૦ ॥ ૪ ॥ ગોત્ર કરમ

૧ સ્વામી. ૨ હાથ. ૩ અભાવથી. ૪ સુંદર.

ગલવાથકી, અગુરૂ લઘુ ગુણ ઠામ હો ॥ વિનીત ॥ અંતરાયના અભાવથી, વીર્ય અનંતનું [1]ધામ હો ॥ વિનીત ॥ નમો૦॥ ॥ ૫ ॥ ઇગતીશ ગુણ પણ આખિયા, તેમ અનંત અનંત હો ॥ વિનીત ॥ સંપૂરણ ગુણ સિદ્ધના, કેવલી પણ ન કહંત હો ॥ વિનીત ॥ નમો૦ ॥ ૬ ॥ પંદર ભેદે પ્રેમથી, સમરે જે નિત સિદ્ધ હો ॥ વિનીત ॥ માણકસિંહ સૂરી કહે, તે લહે આતમ રિદ્ધ હો ॥ વિનીત ॥ નમો૦ ॥ ૭ ॥



## ॥ આચાર્ય પદ ગીતં ॥૫૧॥

॥ ચંદ્રપ્રભુ જિન ચંદ્રમા રે ॥ એ દેશી ॥

ચાર કથા ચઉ દેશના રે, દેવા જે હુંસિયાર ॥ ચાર ભાવના ભાવતા રે, ચાર ધર્મ ધરનાર હો ભવિયાં ॥ આચારજ પદ ગાઇયે રે, આતમ ધ્યાને ધ્યાઇયે રે ॥ પાઇયે પરમાનંદ ॥ ૧ ॥ એ આંકણી ॥ સારણ વારણ ચોયણા રે, પડિચોયણ કરનાર ॥ ચઉહા ચારે ધ્યાનનારે, જાણ સૂરિ ગુણધાર હો ભવિયાં ॥ આ૦ ॥ ૨ ॥ બારસેં છન્નુ ગુણે ભર્યા રે, ભાવાચારજ સાર ॥ સાધક પંચ પ્રસ્થાનના રે, ભવ તીજે ભવપાર હો ભવિયાં ॥ આ૦ ॥ ૩ ॥ ચોદસેં બાવન ગણધરા રે, નમિયે નિત્ય સવાર ॥ જુગપ્રધાન સૂરિ તથા રે,

---

૧ ઘર.

હોય હજારને ચાર હો ભવિયાં ॥ આ૦ ॥૪॥ આચારજ પદ સેવતો રે, પુરૂષોત્તમ ભૂપાલ ॥ જિનમાણક પદવી લહે રે, જ્ઞાન ધ્યાન ઉજમાલ હો ભવિયાં ॥ આ૦ ॥ ૫ ॥

## ॥ ઉપાધ્યાય પદ ગીતં ॥૫૨॥

॥ શ્રી સિદ્ધ પદ આરાધિયેરે ॥ એ દેશી ॥

[1]પાઠક પરમેષ્ઠિ પ્રભુરે, ચોથે પદ અભિરામરે ॥ ગુણ રસિયા ॥ પૂજો [2]પરિઘલ ભાવથીરે, પણવીશ ગુણના ધામરે ॥ ગુ૦ ॥ ૧॥ જાણે અંગ ઉપાંગનેરે, ચરણ કરણ ગુણ ચંગરે ॥ ગુ૦ ॥ બાવીશ પરિષહને સહેરે, ત્રણ ગુપતિશું રંગરે ॥ગુ૦॥ ॥૨॥ આવશ્યક પચવીશ કરેરે, પચવીશ કિરિયા ત્યાગરે ॥ ગુ૦ ॥ ભાવે પચવીશ ભાવનારે, શ્રી વાચક વડભાગરે ॥ ॥ગુ૦॥૩॥ ધીર વીર વિનયી [3]નયીરે, ગીતારથ ગંભીરરે ॥ગુ૦॥ અર્હન્મત અજુવાલતારે, ઉપાધ્યાય અમીરરે ॥ ગુ૦ ॥ ૪॥ [4]કુંજર [5]હય [6]વૃષ કેશરીરે, ભંડારી [7]હરિ ભૂપરે ॥ ગુ૦ ॥ વાસુદેવ ચક્રી વલીરે, રવિ શશી સુર ગિરિ રૂપરે ॥ ગુ૦ ॥૫॥ જંબૂ દ્વીપ સીતા નદીરે, રયણ સ્વયંભૂ [8]સિંધુરે ॥ ગુ૦ ॥ સોલે ઉપમા શોભનારે, બહુ શ્રુત ભવિજન બંધુરે ॥ગુ૦॥૬॥ વાચક પદને વંદતાંરે, પાતક દૂર પલાયરે ॥ ગુ૦॥ નિજ ગુણ માણક [9]સંતતિરે, [10]આવિર્ભાવે થાયરે ॥ ગુ૦ ॥ ૭ ॥

---

૧ ઉપાધ્યાય. ૨ બહુ. ૩ ન્યાયી. ૪ હાથી. ૫ ઘોડો. ૬ વૃષભ. ૭ ઇંદ્ર. ૮ સમુદ્ર. ૯ શ્રેણી. ૧૦ પ્રગટભાવે,

# ॥ મુનિ પદ ગીત ॥૫૩॥

॥ ધન ધન જિન વાણી ॥ એ દેશી. ॥

પરમેષ્ઠિ પદ પૂજો પ્રાણી, સાધુ સકલ સુખ ખાણીરે ॥ ધન ધન મુનિરાયા ॥ રત્ન ત્રયી નિર્મલ આરાધે, સહજ સ્વરૂપ જે સાધેરે ॥ધન૦॥૧॥ નિદ્રા વિકથા દૂર નિકાસી, આગમના અભ્યાસીરે ॥ ધન૦ ॥ ષટ દ્રવ્ય ગુણ પર્યાયને ધારે, ચિંતવે અનુયોગ ચારેરે ॥ ધન૦ ॥ ૨ ॥ યોગ અધ્યાતમ ગ્રંથ વિચારે, પરિણતિ શુદ્ધ સમારેરે ॥ ધન૦ ॥ સમકિત રત્ન સદા સંભાલે, કુમતિ કદાગ્રહ ટાલેરે ॥ધન૦॥૩॥ ભાવના મૈત્રી પ્રમુખ ભલી ભાવે, ચેતનને ચેતાવેરે ॥ ધન૦ ॥ ધ્યાન સોહંપદનું નિત ધ્યાવે, અનુભવશું લય લાવેરે ॥ ધન૦ ॥ ૪ ॥ જૂઠ ક્રિયા કરી જે નવિ રાચે, મોટાઇમાં નવી માચેરે ॥ ધન૦ ॥ સંજમ પાલે આતમ સાખે, માયા રંચ ન રાખેરે ॥ ધન૦ ॥ ૫ ॥ શબ્દ રૂપ રસ ગંધને ફરશે, મન જેહનું નવી તરશેરે ॥ ધન૦ ॥ સાધુ તરણ તારણ તે સાચા, કહિયે બીજા સવી કાચારે ॥ધન૦॥૬॥ કોડી સહસ નવ [1]ગુરુ અણગારા, [2]ગુણ માણક ભંડારારે ॥ ધન૦॥ વંદી શ્રીપરમેષ્ઠી વિશાલા, લહિયે મંગલ માલારે ॥ ધન૦॥૭॥

---

૧ ઉત્કૃષ્ટ. ૨ ગુણરૂપ રત્નના ભંડાર.

## ॥ દર્શન પદ ગીતં ॥૫૪॥

॥ થૂલીભદ્ર કહે સુણ બાલા રે ॥ એ દેશી. ॥

દર્શનપદ પૂજો પ્રાણી રે, છે દર્શન મોક્ષ નિશાણી રે ॥ હોય દર્શન મોહની હાણી રે, પ્રગટે દર્શન ગુણખાણી રે ॥ દર્શન૦ ॥૧॥ ઇગિ દુગ તિગ ચઉ પણ જાણી રે, દશ સડસઠ ભેદ વખાણી રે॥ ઉપશમ ક્ષયઉપશમ માનીરે, ખાયક પ્રણમો હિત આણી રે ॥ દ૦ ॥ ૨ ॥ અંતર મુહૂરત ભવિપ્રાણી રે, ફરશે સમકિત સુખખાણી રે ॥ [1]અર્ધ પરિયટમાં શિવરાણી રે, વરે કર્મ પીલી જિમ ઘાણી રે ॥ દ૦ ॥ ૩ ॥ નવ પૂર્વી પણ અન્નાણી રે, વિણ દર્શન એ જિનવાણી રે ॥ અડ પ્રવચન માત પિછાણી રે, તોહે પણ સમકિતી નાણી રે ॥ દ૦ ॥ ૪ ॥ દર્શનપદ ભક્તિ ભરાણી રે, કરી જિનવર નામ કમાણી રે ॥ હરિવિક્રમ રાજ પ્રમાણી રે, નમે માણક જોડી [2]પાણી રે ॥ દર્શનપદ પૂજો પ્રાણી રે ॥ ૫ ॥

## ॥ જ્ઞાન પદ ગીતં ॥૫૫॥

॥ આંખ વિના અંધારૂં રે, સદાય મારે, આંખ વિના અંધારૂં ॥એ દેશી॥

જ્ઞાન વિના અંધારૂં રે, સદા હૃદયમાં, જ્ઞાન વિના અંધારૂં ॥ એ આંકણી ॥ કરતાં અજ્ઞાન કિરિયા, ફોગટ ભવ ફેરા ફરિયા ॥ મોહ વશે માન્યું મારૂં મારૂં રે ॥ સદા૦ ॥ ૧ ॥ પુદ્ગલ પરિણતિ

---

૧ અડધા પુદ્ગલ પરાવર્ત્તમાં. ૨ હાથ.

પોતાની, માને આતમ અજ્ઞાની ॥ લાગે તસ કર્મનું લારૂં લારૂં રે ॥ સદા૦ ॥૨॥ જ્ઞાન જ્યોતિ ઘટમાં જાગે, ભૂલ અનાદિની ભાગે ॥ પ્રગટે વર [1]દર્શન પ્યારૂં પ્યારૂં રે ॥ સદા૦ ॥૩॥ જ્ઞાની સત્યાસત્ય જાણે, પુણ્યને પાપ પીછાને ॥ ચેતન રૂપ સમજે [2]ચારૂ ચારૂરે ॥ સદા૦ ॥ ૪ ॥ વિનય જ્ઞાનિનો વહીયે, અહનિશ આણામાં રહિયે ॥ લહિયે શ્રુત માણુક સારૂં સારૂં રે ॥ સદા હૃદયમાં જ્ઞાન વિના અંધારૂં ॥ ૫ ॥



## ॥ ચારિત્ર પદ ગીતં ॥૫૬॥

॥ નાથ કૈસે ગજકો બંધ છોડાયો ॥ એ દેશી. ॥

સેવો ભાઈ ચારિત્ર પદ સુખકારી, સદા તુમે ત્રિકરણ જોગ સમારી ॥ સેવો ભાઈ ચારિત્ર પદ સુખકારી ॥ એ આંકણી ॥ પ્રબલ પ્રમાદ દશા પરિહારી, જ્ઞાન વિવેક વધારી ॥ સમ્યગ દર્શન ગુણ સંભારી, આતમ તત્ત્વ વિચારી ॥ સેવો૦ ॥ ૧ ॥ હિંસાદિક આશ્રવ અપહારી, સંવર ભાવ સુધારી ॥ નિંદા વિકથા દૂર નિવારી, વૈર વિરોધ વિસારી ॥ સેવો૦ ॥ ૨ ॥ વિષય કષાયની વાસના વારી, માયા મમતા મારી ॥ અનુપમ સમતા ગુણ અવધારી, શોક હરખ સંહારી ॥ સેવો૦ ॥ ૩ ॥ પરમ નિવૃત્તિ પ્રવૃત્તિ પ્રચારી, વ્યવહાર [3]ચરણ સ્વીકારી ॥

૧ સમ્યક્ત્વ. ૨ સુંદર. ૩ ચારિત્ર.

નિશ્ચય નિજ ગુણ થિરતા ધારી, આરાધો હિતકારી ॥ સેવો૦ ॥ ૪ ॥ સૂરિ માણક જિન શિક્ષા સારી, માને જે નર નારી ॥ પામે તે [1]શિવ સંપદ પ્યારી, કર્મ કલંક ઉતારી ॥સેવો૦ ॥૫॥

## ॥ તપ પદ ગીતં ॥૫૭॥

॥ દૂર કરણા દૂર કરણા, ખતરા દૂર કરણા દૂર કરણા ॥ એ દેશી ॥

તપ કરણા તપ કરણા, દુવિહા તપ કરણા તપ કરણા ॥ ઉપશમ રસ અનુસરણા, દુવિહા તપ કરણા તપ કરણા ॥ એ આંકણી ॥ ઇહ પર લોકા [2]કાંક્ષા ઝરણા, અવિધિ દોષ અપ હરણા ॥ દુવિહા૦ ॥ નિજ શક્તિ પરિણામ સમરણા, ઉચિત તપ આદરણા ॥ દુવિહા૦ ॥ ૧ ॥ સદ્ગુરૂ વચન સદા સ્વીકરણા, વાદ વિવાદ વિખરણા ॥ દુ૦ ॥ નિદ્રા વિકથા કલહ વિસરણા, ઇંદ્રિય [3]ગણ સંવરણા ॥ દુ૦ ॥ ૨ ॥ જ્ઞાન ક્રિયા સાધન ઉપચરણા, ધર્મ ધ્યાન ચિત ધરણા ॥ દુ૦॥ પર નિંદા મચ્છર પરિહરણા, [4]નિજ વર્ણ ન નવી કરણા ॥દુ૦॥૩॥ તપ પૂરણ ઉજમણા ભરણા, શાસન ભાસન કરણા ॥ દુ૦ ॥ ઇણિ વિધિ ઉત્તમ તપ આચરણા, કરમ ભરમ નિર્જરણા ॥દુ૦ ॥ ૪ ॥ સૂરિ માણક જિન સેવન કરણા, સન્મારગ સંચરણા ॥ દુ૦ ॥ રિદ્ધિ સિદ્ધિ સુખ મંગલ વરણા, ભવ જલ પાર ઉતરણા ॥ દુવિહા તપ કરણા તપ કરણા ॥ ૫ ॥

---

૧ મોક્ષ. ૨ વાંછા. ૩ સમૂહ. ૪ પોતાનાં વખાણ.

## ॥ અરિહંત ધર્મ ગીતં ॥૫૮॥

॥ નેક નજર કરો નાથજી ॥ એ દેશી. ॥

ધર્મ ખરો અરિહંતનો, જે દાયક શર્મ અનંતનો જીહો ॥ ધર્મ૦ ॥ એ આંકણી ॥ તસ દાન શીયલ તપ ભાવના, ચાર ભેદ ભણ્યા જગ [1]પાવના જીહો ॥ ધર્મ૦ ॥ દશ ભેદ ક્ષમાદિક એહના, મુનિરાજ ધારક વલી જેહના જીહો ॥ધર્મ૦ ॥ ૧ ॥ જગ ધર્મ ધર્મ સહુકો કરે, પણ શુદ્ધ ધર્મ વિરલા ધરે જીહો ॥ ધર્મ૦ ॥ કષ છેદને તાપે જાણિયે, ત્રણ કોટીએ શુદ્ધ પ્રમાણિયે જીહો ॥ ધર્મ૦ ॥ ૨ ॥ [2]ધરા નિરાધારા નિરાલંબિની, રહે વરશે કાલે [3]કાદંબિની જીહો ॥ ધર્મ૦॥ નિત ઉગે સૂરજને ચંદલો, સવી ધર્મતણો મહિમા ભલો જીહો ॥ ધર્મ૦ ॥ ૩ ॥ એ કાપે સકલ દુઃખ જાલને, વલી આપેતે મંગલ માલને જીહો ॥ ધર્મ૦ ॥ ચોર રાક્ષસ વ્યંતર ભૂતડાં, નવી આવે ધરમથી ઢૂકડાં જીહો ॥ ધર્મ૦ ॥ ૪ ॥ જલ [4]પાવક [5]વારણ વાઘનો, ભય નાશે ધરમથી [6]નાગનો જીહો ॥ ધર્મ૦ ॥ ચકચૂર કરે ગતિ ચારને, પરણાવે એ [7]નિવૃંતિ નારને જીહો ॥ ધર્મ૦ ॥ ૫ ॥ ભાઈ ભોલા લોકો તુમે ક્યાં ભમો, નિત જૈન ધરમ સંગે રમો જીહો॥ ધર્મ૦॥ વર ધર્મ વિના પશુ પ્રાણિયા, જાય નીચ ગતિ [8]અઘ તાણિયા જીહો

---

૧ પવિત્ર. ૨ પૃથ્વી. ૩ મેઘમાલા. ૪ અગ્નિ. ૫ હાથી. ૬ સર્પનો. ૭ મુક્તિ. ૮ પાપ.

॥ ધર્મ૦ ॥ ૬ ॥ જે રાય પ્રદેશી પાપિયો, તસ દુઃખ પડલ એણે કાપિયો જીહો ॥ ધર્મ૦ ॥ તે ધર્મ માણકને આદરો, જિનરાજ ચરણ સેવા કરો જીહો ॥ ધર્મ૦ ॥ ૭ ॥

---

## ॥ શીલવ્રત ગીતં ॥૫૯॥

॥ શિવનારી મુજ પ્યારી દિલભર દિખાવ્યહો શિવનારી ॥એ દેશી॥

નરનારી નરનારી શીલવ્રત પાલોરે, નરનારી ॥ હાંરે તુમે મન વચ કાય સુધારી ॥ શીલ૦ ॥ એ આંકણી ॥ નદી સમાન બીજાં વ્રત સઘલાં, શીલ સાગર અનુસારી ॥ શીલ૦ ॥ કલહકારી નારદ મુનિ જેવા, એ વ્રતથી ભવપારી ॥ શીલ૦॥૧॥ દીવ્ય ઉદારિક દોય પ્રકારે, કામ વિષય દુઃખકારી ॥ શીલ૦ ॥ કરણ કરાવણને અનુમોદન, ત્રિકજોગે પરિહારી ॥ શીલ૦ ॥૨॥ દશધા કામ અવસ્થા ટાલી, ત્રેવીશ વિષય નિવારી ॥શીલ૦॥ બ્રહ્મચરજ પાલે જે તેને, વંદુ વાર હજારી ॥ શીલ૦ ॥ ૩ ॥ કંચન કેરાં ચૈત્ય કરાવે, કોડી કનક દાતારી ॥ શીલ૦ ॥ બ્રહ્મચારીને તોલે ન આવે, ભાખે જિન ગણધારી ॥ શીલ૦॥૪॥ ચૂલશી સહસ મુનિ દાનને સરખું, બ્રહ્મભક્તિ ફલ ભારી ॥ શીલ૦ ॥ ચંદ્રવર્મા રાજા શીલ પાલી, જિનમાણક પદ ધારી ॥ શીલવ્રત પાલોરે નરનારી ॥ ૫ ॥



## ॥ ક્રિયા પદ ગીતં ॥૬૦॥

॥ ખતરા દૂર કરણા દૂર કરણા ॥ એ દેશી ॥

ભવ તરણી ભવ તરણી, કિરિયા ભવ તરણી ભવ તરણી ॥ જિન આગમ અનુસરણી ॥ કિરિયા૦ ॥ એ આંકણી ॥ સકલ પ્રમાદ દશા પરિહરણી, તત્વ રમણતા કરણી ॥ કિ૦ ॥ આશ્રવ કિરિયા પચવીશ ખરણી, ધ્યાન ક્રિયા મન ધરણી ॥ કિ૦ ॥ ૧ ॥ [1]તેરશ કાષ્ઠિક સંગતિ ઝરણી, પર મમતા દૂર કરણી ॥ કિ૦ ॥ ચરણ કરણ સિત્તરી આદરણી, કઠિણ કર્મ નિર્જરણી ॥ કિ૦ ॥ ૨ ॥ યોગદષ્ટિ સમતા અધિકરણી, અધ્યાતમ રસ ભરણી ॥ જ્ઞાન સહિત કિરિયા દુખ હરણી, શિવ મંદિર નિસરણી ॥ કિ૦ ॥ ૩ ॥ હીનાધિક વિષ ગરલ [2]વિસરણી, તદ્ધેતુ અમૃત [3]ચરણી ॥ કિ૦ ॥ દ્રવ્ય ક્રિયા પણ નિત આચરણી, સંવર ભાવ વિતરણી ॥ કિ૦ ॥ ૪ ॥ અનુભવ જ્ઞાન ક્રિયા દિલ ઠરણી, પાપ તાપ સંહરણી ॥કિ૦॥ હરિવાહન જિનપદ સુખ કરણી, મુનિમાણક મુખ વરણી ॥ કિરિયા ભવ તરણી ભવ તરણી ॥ ૫ ॥



## ॥ વિનય પદ ગીતં ॥ ૬૧ ॥

॥ સરોવર પાણી હું ગઈ મા મોરીરે. સન્મુખ મલિયો કાન ગાગર ફોરીરે ॥ એ દેશી ॥

વિહરમાન જિન વંદીયે ॥ ઉપગારીરે ॥ વિચરંતા અરિહંત ॥ જગ હિતકારીરે ॥ સકલ કરમ દલ ક્ષય કર્યા ॥

૧ તેર કાઠીયા. ૨ વિસરવી. ૩ આચરવી.

ઉપગારીરે ॥ ભજિયે સિદ્ધ ભદંત ॥ જગ હિતકારીરે ॥ ૧ ॥ ચૈત્ય નમો શુભ ચિત્તથી, ॥ ઉ૦ ॥ જિન પડિમા જયકાર ॥ ॥ જ૦ ॥ સુણિયે શ્રુત સિદ્ધાંતને ॥ ઉ૦ ॥ ધર્મ ક્ષમાદિક ધાર ॥ જ૦ ॥ ૨ ॥ સાધુ વર્ગને સેવિયે ॥ ઉ૦ ॥ ચરણ કરણ આધાર ॥ જ૦ ॥ પાલે પલાવે પ્રીતથી ॥ ઉ૦ ॥ આચારજ આચાર ॥ જ૦ ॥ ૩ ॥ સૂત્ર ભણાવે શિષ્યને ॥ ઉ૦ ॥ ઉપાધ્યાય ઉદાર ॥ જ૦ ॥ પ્રવચન સંઘ પ્રમાણિયે ॥ ઉ૦ ॥ સમકિત દર્શન સાર ॥ જ૦ ॥ ૪ ॥ એ દશ પદની આદરો ॥ ઉ૦ ॥ ભક્તિ તથા બહુ માન ॥ જ૦ ॥ ગુણ [1]થુઇ અવગુણ [2]ગોપવો ॥ ઉ૦ ॥ આશાતન [3]અવિધાન ॥ જ૦ ॥ ૫ ॥ વિનય વડો વ્યવહારમાં ॥ ઉ૦ ॥ વિનય ધર્મનું મૂલ ॥ જ૦ ॥ વિનય થકી વિદ્યા વધે ॥ ઉ૦ ॥ વિનયથી ભવજલ [4]કૂલ ॥ ॥ જ૦ ॥ ૬ ॥ ભુવનતિલક મુનિ ભાવથી ॥ ઉ૦ ॥ વિનય વહે દશ ભેદ ॥ જ૦ ॥ કેવલ માણકને લહે ॥ ઉ૦ ॥ કઠિણ કર્મ કરી [5]છેદ ॥ જગ હિતકારીરે ॥ ૭ ॥

## ॥ પ્રવચન પદ ગીતં ॥ ૬૨ ॥

॥ ઘડી ઘડી સાંભરે શાંતિ સલૂણા ॥ એ દેશી ॥

જિનવર પ્રવચન વિરલા પાવે, સંવર દર્શન બોધ જગાવે ॥ જિન૦ ॥ જિનમંદિર જિનબિંબ ભરાવે, જિનપ્રતિમા તણી પૂજા રચાવે ॥ ॥ જિન૦ ॥ ૧ ॥ અશન વસન જલ

---

૧ સ્તુતિ. ૨ ઢાંકો. ૩ ન કરવું. ૪ કાંઠો. ૫ નાશ.

ઐાષધ ભાવે, સાધુ સાધવીને વિહરાવે ॥ જિન૦ ॥ ભક્તિ કરે શ્રાવક શ્રાવિકાની, પુસ્તક આગમ જ્ઞાન લિખાવે ॥જિન૦ ॥ ૨ ॥ પાપ ક્ષેત્ર સાતે વરજીને, પુણ્ય ક્ષેત્ર સાતે ધન વાવે ॥ ॥ જિન૦ ॥ સંપ્રતિ લાખ સવા જિન દેહેરાં, કોડ સવા જિનબિંબ ભરાવે ॥ જિન૦ ॥ ૩ ॥ કુમારપાલ રાજા ગુણભાજા, એકવીશ [1]જ્ઞાનનિધાન કરાવે ॥ જિન૦॥ ભરતેશ્વર કરી સંઘની ભક્તિ, સુખ વિલસી શિવ નગર સધાવે ॥જિન૦ ॥ ૪ ॥ જિનમાણક પણ એ પદ પ્રણમી, સમવસરણમાં ધર્મ સુણાવે ॥ જિન૦ ॥ નિત્ય નમો પવયણ પદ ધ્યાવે, તે જિમ સંભવ અરિહા થાવે ॥ જિન૦ ॥ ૫ ॥

---

## ॥ શ્રુત જ્ઞાન ગીતં ॥૬૩॥

॥ નૈવેદ્ય પ્રભુ આગલ ધરી ॥ એ દેશી ॥

॥ પરમ પુરૂષ પ્રભુ પૂજિયે, ભવિ રોચક ભાવે ॥ કાલ અનાદી કુવાસના, જિમ દૂર પલાવે ॥ હાંહાંરે જિમ દૂર પલાવે ॥ હાંહાંરે દર્શન ગુણ આવે ॥ હાંહાંરે શ્રુત અનુભવ થાવે ॥ પરમ૦ ॥ ૧ ॥ અક્ષર [2]મુખભેદે કરી, કહે ત્રિભુવન રાણો ॥ ચૌદ ભેદ શ્રુત જ્ઞાનના, વલિ વીશ વખાણો ॥ હાંહાંરે વલિ વીશ વખાણો ॥ હાંહાંરે ગુરૂગમથી જાણો ॥ હાંહાંરે નિજ હૈડે આણો ॥ પરમ૦ ॥૨॥

---

૧ જ્ઞાન ભંડાર. ૨ પ્રમુખ.

આદિ અનોપમ અર્થથી, અરિહંત પ્રકાશે ॥ ગંભીર સૂત્રે ગુંથિયું, ગણધર ગુણરાશે ॥ હાંહાંરે ગણધર ગુણરાશે ॥ હાંહાંરે તે શ્રુત અભ્યાસે ॥ હાંહાંરે [1]ઘન પાપ વિનાશે ॥પરમ૦ ॥ ૩ ॥ અજ્ઞાની કોડ પૂરવે, જે કર્મ ખપાવે ॥ જ્ઞાની સાસોસાસમાં, તે કર્મ હઠાવે ॥ હાંહાંરે તે કર્મ હઠાવે ॥હાંહાંરે શ્રુતજ્ઞાન પ્રભાવે ॥ હાંહાંરે પદ મહાનંદ પાવે ॥ પરમ૦ ॥૪॥ જ્ઞાનાનંદ રસે ભર્યા, ભરતાદિક પ્રાણી ॥ હેલે ભવસાગર તર્યા, ગુણમાણક ખાણી ॥ હાંહાંરે ગુણમાણક ખાણી ॥ હાંહાંરે જિન ગણધર વાણી ॥ હાંહાંરે પ્રણમો હિત આણી ॥ ॥ પરમ પુરૂષ પ્રભુ પૂજિયે ભવિ રોચક ભાવે ॥ ૫ ॥



## ॥ પીસ્તાલીશ આગમનું ગીત ॥૬૪॥

॥ નાયતા રે તુમે તે ચાલ્યા આગરે રેલાલ ॥ એ દેશી ॥

[2]ઓઘે રે શ્રુત અનાદિ અનંત છે રેલાલ, દ્રવ્યનયે નિરધાર રેલાલ ॥ મ્હારૂં મન મોહ્યું જિનવાણીએ રેલાલ ॥ વરતે રે આગમ પંચ [3]વિદેહમાં રેલાલ, શાશ્વત ભાવ ઉદાર રેલાલ ॥ મ્હારૂં૦ ॥ ૧ ॥ જાણો રે ભરતાદિક દશ ક્ષેત્રમાં રેલાલ, સાદિ સાંત વિચાર રેલાલ ॥ મ્હારૂં૦ ॥ નિજ નિજ રે ગણધર આગમ જે રચ્યાં રેલાલ, ત્રિપદી પ્રભુ મુખ ધાર

૧ બહુ અથવા નિવિડ. ૨ પ્રવાહથી. ૩ મહાવિદેહમાં.

રેલાલ ॥ મ્હારૂં૦ ॥ ૨ ॥ શાસન રે ઇણ ભરતે જિન વીરને રેલાલ, આગમ શ્રુત આચાર રેલાલ ॥ મ્હારૂં૦ ॥ રેહેસે રે શ્રીદુપસહ સૂરિ સુધી રેલાલ, મંગલ સુખ જયકાર રેલાલ ॥ ॥ મ્હારૂં૦ ॥ ૩ ॥ કાલિક રે ઉત્કાલિક ભેદે કરી રેલાલ, શ્રુત છે દોય પ્રકાર રેલાલ ॥ મ્હારૂં૦ ॥ અથવા રે અંગ અનંગ પ્રકારથી રેલાલ, સમજો શ્રુત દોય સાર રેલાલ ॥ મ્હારૂં૦॥૪॥ અરચો રે શુભ અગીયારે અંગને રેલાલ, બારે તેમ ઉપાંગ રેલાલ ॥ મ્હારૂં૦ ॥ પાવન રે પયન્ના દશ પૂજો વલી રેલાલ, છેદસૂત્ર ષટ ચંગ રેલાલ ॥ મ્હારૂં૦॥૫॥ ચારે રે મૂલ સૂત્રને માનિયે રેલાલ, નંદી અનુયોગદ્વાર રેલાલ ॥ મ્હારૂં૦ ॥ આગમ રે એ પીસ્તાલીશ પૂજતાં રેલાલ, પામીજે ભવપાર રેલાલ ॥ મ્હારૂં૦ ॥ ૬ ॥ મીઠી રે જિનમાણક મુખચંદની રેલાલ, વાણી અમૃતધાર રેલાલ ॥ મ્હારૂં૦ ॥ પીતાં રે રોમ રોમ રસ સંચરે રેલાલ, ઉપજે હર્ષ અપાર રેલાલ ॥ મ્હારૂં મન મોહ્યું જિનવાણીએ રેલાલ ॥ ૭ ॥



## ॥ ચૌદ સુપનનું ગીત ॥૬૫॥

॥ ગોકુલ મથુરાં રે વ્હાલા ॥ એ દેશી ॥

સુણજો સ્વામી રે વ્હાલા, ચૌદ સુપન મેં આજ નિહાલા ॥ ગયવર દીઠો રે પેહેલો, બીજે વૃષભ સુકાંતિ વરેલો ॥ સું૦ ॥

॥ ૧ ॥ ત્રીજે કેશરી સિંહ, ચોથે લક્ષ્મી દેવી અબીહ ॥ પંચમ સુપને રે માલા, છઠ્ઠે ચંદ્ર કલા ગુણ શાલા ॥ સું૦ ॥ ॥ ૨ ॥ સાતમે સૂરજ રાતો, આઠમે ધ્વજ મ્હોટો લહકાતો ॥ કલશ રૂપાનો રે નવમે, દીઠું પદ્મ સરોવર દશમે ॥ સું૦ ॥૩॥ સાગર અગીયારમેં સાર, બારમેં ભુવન વિમાન વિચાર ॥ તેરમેં રત્નનો રાશી, ચૌદમેં નિર્ધૂમ [1]વહ્નિ વિકાશી ॥ સું૦॥ ॥૪॥ રાય કહે સુંણ રે રાણી, તુજ નંદન હોશે ગુણખાણી ॥ શિર જસ ધરશે રે આણા, નમશે ત્રિભુવન સુરનર રાણા ॥ ॥ રાય૦ ॥ ૫ ॥ અવધે પ્રભુને રે નિરખે, [2]આખંડલ નિજ હૈડે હરખે ॥ શક્રસ્તવ કરીને વંદે, આવે [3]હરિ જિનવર આનંદે ॥ અવધે૦ ॥ ૬ ॥ પ્રણમી પ્રશંસીને માત, વરણવી સુપનારથ વિખ્યાત ॥ શ્રીનંદીશ્વર રે જાત, જિનમાણક પૂજા વિરચાત ॥ અવધે પ્રભુનેરે નિરખે ॥ ૭ ॥



## ॥ સ્વપ્નપાઠક આવે ત્યારે ગાવાનું ગીત ॥ ૬૬॥

॥ ગોપીચંદ લડકા, વાદલ વરશેરે કંચન મહેલમેં ॥ એ દેશી ॥

સિદ્ધારથ રાજા, સ્વપ્ન મહિમારે તુમે સાંભલો ॥ એ આંકણી ॥ જિનવર [4]ચક્રી જનની નિરખે, ચૌદ સ્વપ્ન એ ચંગ ॥ વાસુદેવની [5]પ્રસૂ વિલોકે, સાત સ્વપ્ન સુખ સંગરે॥

૧ અગ્નિ. ૨ ઇંદ્ર. ૩ ઇંદ્ર. ૪ ચક્રવર્ત્તી. ૫ માતા.

॥ સિ૦ ॥ ૧ ॥ સ્વપ્ન ચાર બલદેવ [1]સવિત્રી, દેખે શુભ [2]અવદાત ॥ એક સ્વપ્ન અવલોકે ઉત્તમ, મંડલિકની માતરે ॥ ॥ સિ૦ ॥ ૨ ॥ [3]વરેણ્ય લક્ષણ વિનીત [4]વિચક્ષણ, ધીર વીર ગંભીર ॥ નિરૂપમ જગદાનંદન નંદન, હોશે તુમ કુલ [5]હીરરે ॥ ॥ સિ૦ ॥ ૩ ॥ રાજ્ય પતિ રાજાનો રાજા, ચક્રી [6]ચારૂ ચરિત્ર ॥ અથવા ત્રિભુવન માણક અરિહા, થાશે પુત્ર પવિત્રરે ॥ સિદ્ધારથ રાજા, સ્વપ્ન મહિમારે તુમે સાંભલો ॥ ૪ ॥



## ॥ પ્રભુની દીક્ષા વખત ગાવાનું ગીત ॥૬૭॥

॥ પુનમ ચાંદની ખીલી પૂરી અહીંરે ॥ એ દેશી ॥

દીક્ષા અવસર જાણી કોડા કોડી દેવતારે, [7]દલિમ ચોસઠ ભાવે આવે જિન દરબાર ॥ વંદો વંદો પરમ વિરાગી ત્યાગી વીરનેરે ॥ એ આંકણી ॥ શાખી ॥ કંચન મણિ કલશા કરી, તીર્થોદિક ભરી [8]તાર ॥ ન્હવરાવી જગ નાથને, પહેરાવી શણગાર ॥ શોભિત ચંદ્રપ્રભા શિબિકામાં રત્ન સિંહાસનેરે, પધરાવી નર પૂર્વક વહતા સુર ધરી પ્યાર ॥ વંદો૦ ॥ ૧ ॥ ॥ શાખી ॥ કુસુમ વૃષ્ટિ સુર વર કરે, બોલે મંગલ માલ ॥ શક્ર ઇશાન ચામર ધરે, વાજિત્ર નાદ વિશાલ ॥ [9]ગોરી ગાવે

---

૧ માતા. ૨ ઉજ્વલ. ૩ વખાણવા યોગ્ય. ૪ વિદ્વાન્. ૫ હીરો. ૬ સુંદર. ૭ ઇંદ્ર. ૮ નિર્મલ ૯ સ્ત્રીયો

ભાવે સાચે નાચે અપચ્છરારે, સુંદર મંગલ [1]હય [2]ગય રથ નર ધ્વજ શ્રીકાર ॥ વંદો૦ ॥ ૨ ॥ શાખી ॥ પ્રેમે પ્રભુ પદ પદ્મને, નમે બહુ નર નાર ॥ કહે સ્વજન હણી કર્મને, શિવસુખ વરજો સાર ॥ આવી આડંબરથી જ્ઞાતખંડ ઉદ્યાનમાંરે, અશોક તલે તજી ભૂષણ લોચ કરે નિરધાર ॥ ॥ વંદો૦ ॥ ૩ ॥ શાખી ॥ [3]સહવદ દશમી ઉત્તરા, જગ માણુક જિનરાય ॥ સિદ્ધ નમી વ્રત ઉચ્ચરે,મન પર્યવ તવ થાય ॥ થાપી [4]દેવાધીશ્વર દેવદૂષ્ય પ્રભુ ખંધલેરે, નમો નાથાય કહી નંદીશ્વર જાય ઉદાર ॥ વંદો૦ ॥ ૪ ॥

## ॥ કાયા કુટુંબની હરિયાલી ॥૬૮॥

॥ ઓધવજી સંદેશો કહેજો શ્યામને ॥ એ દેશી ॥

કૂડા કુટુંબની કથની ક્યાં જઇને [5]કરૂં, અહનિશ મ્હારે રહેવું પર આધીન જો ॥ [6]નાહલિયો મુજ કાંઈ કહ્યું માને નહીં, દેખી હસે છે [7]સોકલડી નિશ દિન જો ॥ કૂડા૦॥ ૧ ॥ એકજ [8]પુરમાં છે મુજ પીયરને સાસરૂં, દાખે તેથી સર્વ મલી મુજ દોષ જો ॥ [9]નણદ નઠારી બેહુ નિત્ય નડે બહુ, રાખે રૃદયમાં મુજ પર અતિશય રોષ જો ॥ કૂડા૦ ॥ ૨ ॥ [10]જેઠ જૂઠો છે જુલમી જન્મથી માહરો, [11]જેઠાણીનું ઝાઝું

---

૧ ઘોડા. ૨ હાથી. ૩ માગશર. ૪ ઇંદ્ર. ૫ કાયા કહેછે. ૬ મન. ૭ કુમતિ. ૮ સંસાર. ૯ નિદ્રાને વિકથા. ૧૦ કપટ. ૧૧ પર વંચના.

છે વલી જોરજો ॥ લાજ વિનાનો [1]દીયર પરમ લબાડ છે,
[2]દેરાણીનો પાકો છે દુખ દોરજો ॥ કૃડા૦ ॥ ૩ ॥ [3]સસરો
ભોલો મુખથી બોલી શકે નહી, [4]સાસુ મ્હારી શાણી છે
શરમાલજો ॥ [5]પિતા છે મુજ પૂરણ રોષ પૂરિયો, વસમી
મ્હારી [6]માતા છે વિકરાલ જો ॥ કૃડા૦ ॥ ૪ ॥ [7]ફૂઓ મ્હારો
ફોક ફજેત કરે ઘણું, [8]ફઈ મુજને રોવરાવે કરતી ફંદ જો ॥
[9]મામો મ્હારો મોઠા મહામદ મત્ત છે, [10]મામી મ્હારી
સ્વચ્છંદી મતિ મંદ જો ॥ કૃડા૦ ॥ ૫ ॥ [11]માસો મ્હારો
ચોરી લે ધન માલને, [12]માસી મુજને લૂટી મન મકલાય જો ॥
કામ કરાવે કૂડાં [13]ભાઈ કંકાસિયો, ધુરથી ધીઠી [14]ભોજાઈ
વઢવા ધાયજો ॥ કૃડા૦ ॥ ૬ ॥ ફોગટ મ્હારો [15]કાકો પાડે
ફંદમાં, [16]કાકી મુજને કનડે છે કમજાત જો ॥ લક્ષણ હીણો
[17]દાદો મ્હારો લોભિયો, [18]દાદી દીવાની ઘોર કરે છે ઘાત જો
॥ કૃડા૦ ॥ ૭ ॥ [19]બેટી મુજને રાત દિવસ બહુ બાલતી,
તેમ [20]જમાઇ તોફાની દે તાપજો ॥ રોજ રહે છે [21]બેટો
મુજશું રોષિયો, શંખણી [22]વહુ પણ આપે નિત્ય શરાપજો ॥
॥ કૃડા૦ ॥ ૮ ॥ વંઠેલો છે નિર્લજ મુજ [23]વડાઊઓ,
[24]વડીયાઈમાં પણ કાંઈ નથી વિવેક જો ॥ કોઈ ભલું નથી

---

૧ અવિવેક ૨ મિથ્યાત્વરૂચિ. ૩ જીવ ૪ ચેતના ૫ કર્મ. ૬ દુર્ગતિ. ૭ શોક ૮ વેદના. ૯ માન ૧૦ માયા ૧૧ લોભ. ૧૨ તૃષ્ણા. ૧૩ મોહ. ૧૪ કુશિક્ષા. ૧૫ વિષય. ૧૬ કુસંગતિ. ૧૭ પાપ. ૧૮ હિંસા. ૧૯ ચિંતા. ૨૦ ક્રોધ. ૨૧ દ્વેષ. ૨૨ આશા. ૨૩ મિથ્યાત્વ. ૨૪ અવિરતિ.

સઘલા એહ કુટુંબમાં, રજની દિન દુખ દાયક છે અતિરેક જો ॥ કૂડા૦ ॥ ૯ ॥ [1]તસ્કર દોય ફરે છે એ પુરમાં સદા, તેથી એહમાં સુખ નથી તલભાર જો ॥ એહ કુટુંબ તજીને જે અલગા રહે, સુખિયા તે સહી ભાગ્યવંત શિરદાર જો ॥ કૂડા૦॥ ॥ ૧૦ ॥ અર્થ અગોચર ગહન ઘણો છે એહનો, સદ્ગુરૂ પાસે સમજો એનો સારજો ॥ વાચનાચારજ માણકસિંહ સૂરિ વદે, પામો જેથી ભવ સાગરનો પાર જો ॥ કૂડા૦ ॥ ૧૧ ॥

---

## ॥ બોધ દાયક કક્કો ॥ ૬૯ ॥

॥ મોજડી વિના શું આવ્યોરે, સુંદર વરરાજા ॥ એ દેશી ॥

કક્કા કિરિયા કરિયેરે, સમકિત સંભાલી ॥
તો ભવ સાગર તરિયેરે, આતમ ઉજવાલી ॥ ૧ ॥
ખખ્ખા ખોયો ખાલીરે, માનવ ભવ મ્હોટો ॥
મિથ્યા મતમાં મ્હાલીરે, તેં આણ્યો તોટો ॥ ૨ ॥
ગગ્ગા ગુરૂ ગુણ ગાવોરે, ઉર ઉલટ આણી ॥
જો હોવે શિવ જાવોરે, કરી સરસ કમાણી ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘરને ઘરણીરે, મ્હેલીને મરવું ॥
કીધેલી લઈ કરણી રે, છેવટ સંચરવું ॥ ૪ ॥
ચચ્ચા ચિતમાં ચેતોરે, ચટ જાવું ચાલી ॥
ફોગટ હોય ફજેતોરે, જમ જાશે ઝાલી ॥ ૫ ॥

---

૧ સયોગ ને વિયોગ રૂપી એ ચોર.

છછછા છલને છંડી રે, શુભ સાધન સાધો ॥
આતમ જ્ઞાને મંડી રે, [1]અમૃત આરાધો ॥ ૬ ॥
જજજા જેને જાગી રે, ઝટ જીવિત જાવે ॥
અવસર ફરી અભાગી રે, આવો નહી આવે ॥ ૭ ॥
ઝઝઝા ઝાઝી માયા રે, મનમાં તેં માની ॥
પણ કૂડી આ કાયા રે, પલમાં પડવાની ॥ ૮ ॥
ટટ્ટા ટીખલ ટાલી રે, ભગવતને ભજિયે ॥
વૈરાગે મન વાલી રે, તૃષ્ણાને તજિયે ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠકરાઈ ભાલી રે, ફોગટ મન ફૂલે ॥
રિદ્ધિ એહ રૂપાલી રે, ઓચિંતી ઊલે ॥ ૧૦ ॥
ડડ્ડા ડાપણ ડોલ્યું રે, ભરપૂર ભણીને ॥
તત્વ ખરૂં નવ ખોલ્યું રે, હઠવાદ હણીને ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢીલો થઇને રે, બોવા શું બેઠો ॥
પટકાશે પટ દઇને રે, હમણાં તું હેઠો ॥ ૧૨ ॥
તત્તા તું તો તારૂં રે, સાધન નવ સોધે ॥
અંતરમાં અંધારૂં રે, બીજાને [2]બોધે ॥ ૧૩ ॥
થથ્થા થોડે થોડે રે, જીંદગી વહી જાશે ॥
ફોગટ માથું ફોડે રે, અવલે અભ્યાસે ॥ ૧૪ ॥
દદ્દા દૂષણ દેખે રે, સામાનાં છોટાં ॥
પોતાનાં નવ પેખે રે, મ્હોટામાં મ્હોટાં ॥ ૧૫ ॥
ધધ્ધા ધીરજ ધારી રે, કરણી શુભ કરિયે ॥

૧ મોક્ષ. ૨ પ્રતિબોધ કરે છે.

પર ધનને પર નારી રે, દૂરે પરિહરિયે ॥ ૧૬ ॥
નન્ના નિર્મલ નીતિ રે, અહનિશ આદરિયે ॥
ભવની રાખી [1]ભીતિ રે, [2]અવિતથ ઉચ્ચરિયે ॥ ૧૭ ॥
પપ્પા પૂરણ પ્રીતે રે, [3]પ્રવચન રસ પીજે ॥
રહિયે રૂડી રીતે રે, જગમાં જશ લીજે ॥ ૧૮ ॥
ફફ્ફા ફેરા પડિયા રે, જિન ધર્મ ન જાણ્યો ॥
ચીલે અવલે ચઢિયા રે, તામસનો તાણ્યો ॥ ૧૯ ॥
બબ્બા બલિયો બેલીરે, વીતરાગ વખાણો ॥
કુમત કદાગ્રહ ઠેલીરે, પરમાર્થ પીછાણો ॥ ૨૦ ॥
ભભ્ભા ભવમાં ભટક્યોરે, નિજ ભાનજ ભૂલી ॥
લાખ ચોરાશી લટક્યોરે, તું દુખમાં ડૂલી ॥ ૨૧ ॥
મમ્મા મમત ન મૂકેરે, મોહે મૂંઝાયો ॥
ચતુર થઈ તું ચૂકેરે, ભરમે ભૂલાયો ॥ ૨૨ ॥
યયા યત્ને નાશોરે, દુર્જનથી દૂરે ॥
નહીતો ખત્તા ખાશોરે, પડશો દુખ [4]પૂરે ॥ ૨૩ ॥
રરરા રાગે રગડ્યોરે, [5]રામાશું રાચ્યો ॥
[6]બોધ વિના તું બગડ્યોરે, મિથ્યા મદ માચ્યો ॥ ૨૪ ॥
લલ્લા લાલચ લાગીરે, લોભે લૂટાયો ॥
ધરમ નિયમને ત્યાગીરે, કામે કૂટાયો ॥ ૨૫ ॥
વવ્વા [7]વારિ વલોયુંરે, ખોટામાં ખેલી ॥
જાણ પણું તુજ જોયુંરે, મૂડી સૌ મ્હેલી ॥ ૨૬ ॥

---

૧ ભય. ૨ સત્યવચન. ૩ આગમ. ૪ સમૂહ. ૫ સ્ત્રી. ૬ જ્ઞાન. ૭ પાણી.

શશ્શા શમ દમ ધરિયેરે, સુંખ દુખ સહુ સહિયે ॥
પર નિંદા પરિહરિયેરે, નિજ રૂપે રહિયે ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ વૈરીનેરે, મરદાઈથી મારો ॥
સાધી મન [1]સ્વૈરીનેરે, આણો દુખ આરો ॥ ૨૮ ॥
સસ્સા સમતા સેવોરે, મમતાને મારી ॥
લલિત [2]મહોદય લેવોરે, શત્રુ સંહારી ॥ ૨૯ ॥
હહહા હુંને મ્હારૂંરે, મૂકીદે મનથી ॥
સાધન એ છે સારૂંરે, સઘલા સાધનથી ॥ ૩૦ ॥
અઆ અનુભવ આણીરે, આતમ અવિનાશી ॥
નિરખે તો તું નાણીરે, [3]નિર્વાણ નિવાસી ॥ ૩૧ ॥
કક્કો એ [4]ગુણ કામીરે, ભાવે જે ભણશે ॥
સૂરિ માણક પદ પામીરે, શિવ ગામી બનશે ॥ ૩૨ ॥
વસુ મુનિ નિધિ ભૂ વરશેરે, (૧૯૭૮) વદ સાતમ [5]સવિતા ॥
[6]બાહુલ માસે હરશેરે, કીધી એ કવિતા ॥ ૩૩ ॥



## ॥ શીખામણનો કક્કો ॥ ૭૦ ॥

॥ સુણ મારી સજની રજની ન જાવે રે. ॥
અથવા ચેતન ચેતો ચતુર ચબોલા ॥ એ દેશી. ॥

કક્કા કરણી ઉત્તમ કરિયેરે, ખખ્ખા ખોટી સાખ ન ભરિયેરે ॥ ગગ્ગા ગુરૂને ચરણે નમિયેરે, ઘઘ્ઘા ઘાતિ કરમને

૧ સ્વચ્છંદી. ૨ મોક્ષ. ૩ મોક્ષ ૪ ગુણોના અભિલાષી ૫ રવિવાર. ૬ કાર્ત્તિક

ધમિયેરે ॥ ૧ ॥ યય્યા ચીવટ રાખી ભણિયેરે, છછછા છાની વાત ન છણિયેરે ॥ જજ્જા જિનવર આગલ જાચોરે, ઝઝઝા ઝાલો મારગ સાચોરે ॥ ૨ ॥ ટટ્ટા ટેક ધરમની ધરિયેરે, ડઠ્ઠા ડગ વિદ્યા નવ કરિયેરે ॥ ડડ્ડા ડંખ હિયે નવ રાખોરે, ઢઢઢા ઢંગ વિના નવ ભાખોરે ॥ ૩ ॥ તત્તા તીરથ જાત્રા જઇયેરે, થથ્થા થાપણ ચોર ન થઇયેરે ॥ દદ્દા દાન સુપાત્રે દીજેરે, ધદ્ધા ધ્યાન સુધારસ પીજેરે ॥ ૪ ॥ નન્ના નિર્મલ બુદ્ધિ ધરિયેરે, પપ્પા પરનિંદા પરિહરિયેરે ॥ ફફ્ફા ફંદ વીશે નવ ફસિયેરે, બબ્બા બાલકશું નવ હસિયેરે ॥ ૫ ॥ ભભ્ભા ભવ ભય દિલમાં ધારોરે, મમ્મા મનની મમતા મારોરે ॥ યય્યા યતના પૂર્વક [1]ક્રમિયેરે, રરરા [2]રત્નત્રયીશું રમિયેરે ॥ ૬ ॥ લલ્લા લક્ષ્મી લાહો લીજેરે, વવ્વા વેશ્યા સંગ ન કીજે રે ॥ શશ્શા શીલ વિમલ નિત પાલો રે, ષષ્ષા ષટ જીવ હિંસા ટાલો રે ॥ ॥૭॥ સસ્સા સમકિત ગુણ આદરિયેરે, હહહા હરકત ભવની હરિયેરે ॥ ક્ષયા ક્ષાંતિ ચિત્તમાં વહિયેરે, અઆ આપ સ્વભાવે રહિયેરે ॥૮॥ કક્કા એ જે કંઠે કરશેરે, અનુપમ શીખામણ અનુસરશેરે ॥ માણકસિંહ કહે ભવ તરશેરે, વેગે તે શિવ સંપદ વરશેરે ॥ ૯ ॥

---

૧ ચાલીયે. ૨ જ્ઞાન દર્શન ચારિત્ર.

# ॥ શ્રી અરિહંત પરમેષ્ઠી ગીતં ॥૭૧॥

॥ મારવાડી પણીહારીની દેશી. ॥

પરમ પુરૂષ પરમાતમા ॥ મ્હારા વ્હાલાજી ॥ પૂર્ણાનંદ [1]ભદંત વ્હાલાજી ॥ કુશલ મિત્ર કરૂણા નિધિ ॥ મ્હારા૦ ॥ ભય ભંજન ભગવંત ॥ વ્હાલાજી ॥૧॥ અચિંત્ય ચિંતામણિ સમા ॥ મ્હારા૦ ॥ [2]મારગ દેશી મહંત ॥ વ્હાલાજી ॥ પ્રથમ પંચ પરમેષ્ઠીમાં ॥ મ્હારા૦ ॥ અરચો શ્રી અરિહંત ॥ વ્હાલાજી ॥ ૨ ॥ પ્રિય દર્શન શાસન પતિ ॥ મ્હારા૦ ॥ કરતા [3]યોગ [4]ક્ષેમ ॥ વ્હાલાજી ॥ અર્હન્નામ કરમ ઉદય ॥ મ્હારા૦॥ આવ્યું વેદે એમ ॥ વ્હાલાજી ॥૩॥ પરમ જ્યોતિ પુણ્યાતમા ॥ મ્હારા૦ ॥ મંગલ રૂપ મહેશ ॥ વ્હાલાજી ॥ પરમેષ્ઠી પ્રભુ પૂજના ॥ મ્હારા૦ ॥ કાપે સઘલા ક્લેશ ॥ વ્હાલાજી ॥ ૪ ॥ રાગ દ્વેષ હાસ્યાદિ ષટ ॥ મ્હારા૦ ॥ [5]અજ અવિરતિ અજ્ઞાન ॥ વ્હાલાજી ॥ નિદ્રા મિચ્છ વિઘન નહી ॥ મ્હારા૦ ॥ ભજિયે તે ભગવાન ॥ વ્હાલાજી ॥ ૫ ॥ પારંગત પરમેષ્ઠીને ॥મ્હારા૦ ॥ સેવે સુર નર કોડ ॥ વ્હાલાજી ॥ માણક સિંહસૂરિ નમે ॥ મ્હારા૦ ॥ જુગતે નિત [6]કર જોડ ॥ વ્હાલાજી ॥ ૬ ॥



૧ પૂજ્ય. ૨ મોક્ષ માર્ગ દેખાડનાર. ૩ જ્ઞાનાદિ પ્રાપ્તિ. ૪ જ્ઞાનાદિ રક્ષણ. ૫ કામ. ૬ હાથ.

## ॥ શ્રી સિદ્ધ પરમેષ્ઠી ગીતં ॥૭૨॥

॥ દેશી ઉપર પ્રમાણે ॥

અવિચલ શિવ અક્ષય [1]અરૂજ ॥ મ્હારા વ્હાલાજી ॥ [2]અવ્યાબાધ અનંત ॥ વ્હાલાજી ॥ સિદ્ધિ ગતિ જે સંચર્યા ॥ મ્હારા વ્હાલાજી ॥ આણી કર્મનો અંત ॥ વ્હાલાજી ॥૧॥ અજર અમર [3]અપુનર્ભવી ॥ મ્હારા૦॥ અવિનાશી અકલંક ॥ વ્હાલાજી ॥ પરમેષ્ઠી પાવન કરણ ॥ મ્હારા૦॥ સિદ્ધ ભજો નિઃશંક ॥ વ્હાલાજી ॥ ૨ ॥ સહજાનંદ મગન સદા ॥ મ્હારા૦ ॥ સિદ્ધિ [4]વધૂ ભરતાર ॥ વ્હાલાજી ॥ સિદ્ધ નિરંજન સમરતાં ॥ મ્હારા૦ ॥ પામીજે ભરપાર ॥ વ્હાલાજી ॥ ૩ ॥ વર્ણાદિક નહી [5]વિંશતિ ॥ મ્હારા૦ ॥ [6]વેદાકાર વિનાશ ॥ વ્હાલાજી ॥ અરૂહ અસંગી [7]અનંગી એ ॥ મ્હારા૦ ॥ વંદો સદ્‌ગુણ વાસ ॥ વ્હાલાજી ॥૪॥ કોડ પૂર્વદે દેશના ॥ મ્હારા૦॥ કેવલી જો કદી કોય ॥ વ્હાલાજી ॥ તો પણ સિદ્ધ [8]ભદંતની ॥ મ્હારા૦॥ ગુણ ગણના નવ હોય ॥ વ્હાલાજી ॥ ૫ ॥ પંદર ભેદે પ્રેમથી ॥ મ્હારા૦॥ સમરે જે નિત સિદ્ધ ॥ વ્હાલાજી ॥ માણક સિંહ સૂરિ કહે ॥ મ્હારા૦ ॥ તે લહે આતમ રિદ્ધ ॥ વ્હાલાજી૦ ॥ ૬ ॥

---

૧ રોગ રહીત. ૨ પીડા રહીત ૩ ફરી સંસારમાં નહી ઊત્પન્ન થનાર. ૪ સ્ત્રી. ૫ વીશ. ૬ ત્રણ વેદને પાંચ આકૃતિ ૭ અશરીરી. ૮ ભગવાન

## ॥ શ્રી આચાર્ય પરમેષ્ઠી ગીતં ॥૭૩॥

॥ દેશી ઉપર પ્રમાણે ॥

શમી દમી આતમ રમી ॥ મ્હારા વ્હાલાજી ॥ શાસનના શણગાર ॥ વ્હાલાજી ॥ આગમ નયગમ અનુભવી ॥મ્હારા૦॥ ભાવ જ્ઞાન ભંડાર ॥ વ્હાલાજી ॥ ૧ ॥ શુદ્ધાચાર ધરે સદા ॥ મ્હારા૦ ॥ ભાખે મારગ સત્ય ॥ વ્હાલાજી ॥ આચારજ ગુણ આગલા ॥ મ્હારા૦ ॥ નેહે નમિયે નિત્ય ॥ વ્હાલાજી ॥ ૨ ॥ બાર ભાવના ભાવતા ॥ મ્હારા૦ ॥ પડિમા વહતા બાર ॥ વ્હાલાજી ॥ બારે તપ તપતા સૂરિ ॥ મ્હારા૦ ॥ વંદુ વારંવાર ॥વ્હાલાજી॥૩॥ સમતિ ગુપ્તિ મહાવ્રત ધરા ॥મ્હારા૦॥ પાળે પંચાચાર ॥ વ્હાલાજી ॥ [1]કરણ કષાય જયી સૂરિ ॥ મ્હારા૦॥ બ્રહ્મ ગુપ્તિ ધરનાર ॥વ્હાલાજી॥૪॥ ત્રિવિધ વિરાધન પરિહરે ॥ મ્હારા૦ ॥ સોલ વચન વિધિ જાણ ॥ વ્હાલાજી ॥ સત્તર વિધ સંજમ ધરે ॥ મ્હારા૦॥ આચારજ ગુણ ખાણ ॥ વ્હાલાજી ॥ ૫ ॥ આચારજ પરમેષ્ઠીને ॥ મ્હારા૦॥ પૂજી ચોખે ચિત્ત ॥ વ્હાલાજી ॥ સૂરિ માણક ગુણ સંપદા ॥ મ્હારા૦ ॥ પામો પરમ પવિત્ત ॥ વ્હાલાજી ॥ ૬ ॥

---

૧ ઇંદ્રિય.

## ॥ શ્રી ઉપાધ્યાય પરમેષ્ઠી ગીતં ॥૭૪॥

॥ દેશી ઉપર પ્રમાણે ॥

[1]પાઠક પરમેષ્ઠિ પ્રભુ ॥ મ્હારા વ્હાલાજી ॥ ચોથે પદ અભિરામ ॥ વ્હાલાજી ॥ પ્રણમો [2]પરિઘલ પ્રેમથી ॥ મ્હારા૦॥ પણવીશ ગુણના ધામ ॥ વ્હાલાજી ॥ ૧ ॥ દુર્મતિ [3]તિમિર [4]દિવામણિ ॥ મ્હારા૦ ॥ વાદિ [5]વારણ સિંહ ॥ વ્હાલાજી૦ ॥ સ્વપર શાસ્ત્ર [6]વેત્તા [7]સુધી ॥ મ્હારા૦ ॥ એકલ મલ્લ [8]અબીહ ॥ વ્હાલાજી ॥ ૨ ॥ આપે આગમ વાચના ॥ મ્હારા૦ ॥ કાપે [9]ઘન અજ્ઞાન ॥ વ્હાલાજી ॥ વ્યાપે નહી કોપે કદા ॥ મ્હારા૦॥ ધરિયે વાચક ધ્યાન ॥ વ્હાલાજી ॥ ૩ ॥ [10]અશ્મ સરિખા [11]અજ્ઞને ॥ મ્હારા૦ ॥ કરતા જે [12]કોવિદ ॥ વ્હાલાજી ॥ ભાવ વાચક તીજે ભવે ॥ મ્હારા૦॥ લહે [13]સકલ સંવિદ ॥ વ્હાલાજી ॥ ૪ ॥ સૂરીશ્વર સન્મુખ સદા ॥ મ્હારા૦ ॥ જે યુવરાજ સમાન ॥ વ્હાલાજી ॥ ક્ષણ ક્ષણ [14]ગણ રક્ષણ કરે ॥ મ્હારા૦॥ જ્ઞાન ધ્યાન ગુલતાન ॥ વ્હાલાજી ॥ ૫ ॥ વાચક પદને વંદતાં ॥ મ્હારા૦ ॥ [15]પાતક દૂર પળાય ॥ વ્હાલાજી ॥ નિજ ગુણ માણક [16]સંતતિ ॥ મ્હારા૦॥ [17]આવિર્ભાવે થાય ॥ વ્હાલાજી ॥ ૬ ॥



---

૧ ઉપાધ્યાય ૨ ઘણો. ૩ અંધકાર. ૪ સૂર્ય. ૫ હાથી. ૬ જાણનાર. ૭ સુંદર બુદ્ધિવાલા. ૮ નિર્ભય. ૯ નિબિડ. ૧૦ પત્થર. ૧૧ અજ્ઞાની. ૧૨ વિદ્વાન. ૧૩ કેવલજ્ઞાન. ૧૪ ગચ્છ. ૧૫ પાપ. ૧૬ શ્રેણી. ૧૭ પ્રગટ ભાવે.

## ॥ શ્રી સાધુ પરમેષ્ઠી ગીતં ॥૭૫॥

॥ દેશી ઉપર પ્રમાણે ॥

[1]ભ્રમણ વમન [2]અક્ષર ગમન ॥ મ્હારા વ્હાલાજી ॥ [3]કમન દમન કરનાર ॥ વ્હાલાજી ॥ [4]શમન [5]શમન સંજમ રમણ । મ્હારા૦ ॥ શ્રમણ નમન સુખકાર ॥ વ્હાલાજી ॥ ૧ ॥ મારે મમતા મોહને ॥ મ્હારા૦ ॥ વારે વિષય વિકાર ॥ વ્હાલાજી ॥ ધારે દશ યતિ ધર્મને ॥ મ્હારા૦ ॥ તારે તે [6]અણગાર ॥ વ્હાલાજી ॥ ૨ ॥ [7]દહે સકલ નિજ દોષને ॥ મ્હારા૦ ॥ લહે અવર ગુણ લેશ ॥ વ્હાલાજી ॥ રહે સદા નિજ રૂપમાં ॥મ્હારા૦॥ વંદો તે મુનિ વેશ ॥ વ્હાલાજી ॥ ૩ ॥ નહી નિંદક દ્વેષી નહી ॥ મ્હારા૦ ॥ [8]દંભ જાલથી દૂર ॥ વ્હાલાજી૦ ॥ માન રહિત સમતા સહિત ॥ મ્હારા૦ ॥ જ્ઞાન ધ્યાન ભરપૂર ॥ વ્હાલાજી ॥૪॥ શમ દમ સંજમ ગુણ ભર્યા ॥ મ્હારા૦॥ સાધુ સત્ય સહાય ॥ વ્હાલાજી ॥ પરમેષ્ઠિ પંચમ પદે ॥ મ્હારા૦ ॥ નમિયે શીશ નમાય ॥ વ્હાલાજી ॥ ૫ ॥ [9]જગ માણુક જિન રાજની ॥ મ્હારા૦॥ આરાધે જે આણ । વ્હાલાજી ॥ તે મુનિ વરને વંદતાં ॥ મ્હારા૦॥ વરિયે પદ નિર્વાણ ॥ વ્હાલાજી ॥૬॥

---

૧ ભવ ભ્રમણ વમવા. ૨ મોક્ષ જવા. ૩ કામ, ૪ મરણ. ૫ શમાવનાર. ૬ મુનિ. ૭ બાલે. ૮ માયા. ૯ જગતમાં રત્ન સમાન.

# ॥ આંબીલની ઓળીનું ગીત ॥૭૬॥

॥ પૂનમ ચાંદની ખીલી પૂરી અહીંરે ॥ એ દેશી ॥

સમરી [1]શારદા [2]શારદ વિધુવદની [3]મુદારે,
પ્રણમી ગુરૂપદ ગાશું નવપદ મહિમા સાર ॥
સેવો સેવો ભવિયાં ભાવે શ્રીસિદ્ધચક્રનેરે ॥ એ ટેક ॥
॥શાખી॥ પહેલે પદ અર્હન્ પ્રભુ, ત્રિભુવન તાત [4]ભદંત॥
ભવસાગર તારણ [5]તરી, નમીયે દેવ મહંત ॥
બીજે સિદ્ધ સુહંકર પ્રણમો પૂરણ પ્રેમથીરે,
કેવળ દર્શન કેવળ જ્ઞાન અનંત ઉદાર ॥ સેવો૦ ॥ ૧ ॥
॥ શાખી ॥ ત્રીજે પદ સૂરી નમો, જિન શાસન આધાર ॥
દીપક સમ જગ દીપતા, છત્રીશ ગુણ ભંડાર ॥
ચોથે પાઠક પ્રણમો વાદી [6]મતંગજ [7]કેશરીરે,
સુંદર આગમ [8]વાયણ દાયક મુનિ હિતકાર ॥ સેવો૦ ॥ ૨ ॥
॥ શાખી ॥ સકળ સાધુ પદ પંચમે, વંદો ભાવ વિશાળ ॥
સાધે જે શિવ માર્ગને, જ્ઞાન ધ્યાન ઉજમાળ ॥
છઠ્ઠે ઇગ દુગ તિગ ચઉ પણ દશ સડશઠ ભેદથીરે,
નમીએ દર્શનપદ સઘળા ગુણનો શિણગાર ॥ સેવો૦ ॥ ૩ ॥
॥ શાખી ॥ જ્ઞાન નમો પદ સાતમે, પંચ એકાવન ભેદ ॥
સ્વપર પ્રકાશક જે કરે, જડતાનો [9]ઉચ્છેદ ॥

---

૧ સરસ્વતી. ૨ શરદઋતુના ચંદ્ર સમાન મુખવાળી. ૩ હર્ષે. ૪ પૂજ્ય. ૫ નાવ. ૬ હાથી. ૭ સિંહ. ૮ વાચના. ૯ નાશ.

અષ્ટમ પદ ચારિત્ર અનંતર કારણ મોક્ષનું રે,
ભજિયે [1]રિક્ત કરે જે અષ્ટકરમ [2]સંભાર ॥ સેવો૦ ॥ ૪ ॥

॥ શાખી ॥ નવમે તપ પદ વંદીયે, રોગ વિઘ્નન અપહાર ॥
કર્મ ગહનવન દહન જે, લબ્ધિ સિદ્ધિ દાતાર ॥
એ નવપદમાં ધર્મી પંચ ધરમ ચઉ જાણિયેરે,
દેવ ગુરૂને ધર્મ ઇમાં છે દો તીન ચાર ॥ સેવો૦ ॥ ૫ ॥

॥ શાખી ॥ આસો ચૈતર માસમાં, શુદ સાતમથી સાર ॥
આંબિલ નવ દિન કીજીયે, પડિકમણાં બે વાર ॥
પડિલેહણ તિમ કરિયે દેવવંદન ત્રણ ટંકનાંરે,
જિન પૂજન ત્રણ વેળા ગુરણું દોય હજાર ॥ સેવો૦ ॥ ૬ ॥

॥ શાખી ॥ સાઢાચાર વરશ લગે, ત્રિકરણ જોગ સમાર ॥
ઇણ વિધિ તપ આરાધિએ, તો તરિએ સંસાર ॥
શ્રીસિદ્ધચક્ર પ્રતાપે [3]કમળા વિમળા પામિયેરે,
કહે મુનિમાણક પામ્યાં જિમ મયણા શ્રીપાળ ॥ સેવો૦ ॥૭॥

## ॥ અથ દીપાલિકા ગીતં ॥૭૭॥

॥ વારી પ્રભુ દશમા શીતલનાથ સુણો એક વિનતિરે લોલ ॥ એ ચાલ ॥

ભવિયાં પારંગત મહાવીર ગયા પંચમી [4]ગઇરે લોલ ॥
ભ૦॥ પાવનપર્વ દીવાલી તવ જગમાં થઇરે લોલ ॥ ૧ ॥

---

૧ જુદો વા ખાલી. ૨ સમૂહ. ૩ લક્ષ્મી. ૪ ગતિ.

॥ ભ૦ ॥ કુમતિ કદાગ્રહ [1]કચ્ચર દૂર નિવારીયેરે લોલ ॥
॥ ભ૦ ॥ શ્રદ્ધા ભાસન ચેતન [2]ભવન સમારિયેરે લોલ ॥૨॥
॥ ભ૦ ॥ વ્રત [3]ચંદ્રોદય પંચવરણ વર બાંધિયેરે લોલ ॥
॥ ભ૦ ॥ સંવર ભાવ સુગંધિત ધૂપે ધૂપિયેરે લોલ ॥ ૩ ॥
॥ ભ૦ ॥ ઉપશમ અજ્જવ મદ્દવ પુષ્પ પગર ભરોરે લોલ ॥
॥ ભ૦ ॥ દાનાદિક શુભ ધર્મ પરમ સ્વસ્તિક કરોરે લોલ ॥૪॥
॥ ભ૦ ॥ શીયલ વિમલ શિણગાર સરસ અંગે ધરોરે લોલ ॥
॥ ભ૦ ॥ તપ જપ સેવ સુંવાલીસુંદર આદરોરે લોલ ॥ ૫ ॥
॥ ભ૦ ॥ મૈત્રાદિક વરભાવન મિઠાઈ લહોરે લોલ ॥
॥ ભ૦ ॥ સત્ય વચન તંબોલ [4]વદન કમલે ગ્રહોરે લોલ ॥૬॥
॥ ભ૦ ॥ ઉજ્વલ જ્ઞાન [5]પ્રદીપ પ્રકાશ પ્રમાણિયેરે લોલ ॥
॥ ભ૦ ॥ મેરાઇયાં સજ્ઝાય વિવેક વખાણિયેરે લોલ ॥ ૭ ॥
॥ ભ૦ ॥ સાધર્મિક સંયોગ સ્વજન સમ જાણિયેરે લોલ ॥
॥ભ૦॥ સુગુરૂ વચન રસ પાન [6]અમૃત રસ માનિયેરે લોલ ॥૮॥
॥ ભ૦ ॥ સમતા [7]વનિતાશું મનમંદિરમાં ઠરોરે લોલ ॥
॥ ભ૦ ॥ ભાવ દીવાલી આરાધી ભવજલ તરોરે લોલ ॥૯॥
॥ ભ૦ ॥ શુદ્ધ રૂપ વરવા જિનગુણ કીર્તિ કરોરે લોલ ॥
॥ ભ૦ ॥ કરિ શાસન ઉદ્યોત અમર પદવી વરોરે લોલ ॥૧૦॥
॥ ભ૦ ॥ મુનિમંડલ શિરતાજ ગુમાનવિજય ગુણીરે લોલ ॥
॥ ભ૦ ॥ પ્રણમો શ્રીપંન્યાસ પ્રતાપવિજય ગણીરે લોલ ॥૧૧॥

---

૧ કચરો ૨ ઘર. ૩ ચંદરવા. ૪ મુખ. ૫ દીવો. ૬ જલ. ૭ સ્ત્રી.

॥ ભ૦ ॥ રાજનગર [1]લોહકાર પ્રતોલી ઉપાશરેરે લોલ ॥
॥ભ૦॥ રહી ચોમાસું સાર અજિત જિન આશરેરે લોલ ॥૧૨॥
॥ભ૦॥ કમનશ્રવણ શર નંદ શશી (૧૯૫૮) સંવત્સરેરે લોલ ॥
॥ભ૦॥ [2]બાહુલ [3]બહુલ ત્રયોદશો [4]ભૃગુસુત વાસરેરે લોલ॥૧૩॥
॥ ભ૦ ॥ નિજ ગુરૂની આણાથી એ રચના કરીરે લોલ ॥
॥ ભ૦ ॥ માણક વિજય [5]મનોરમ જય કમલા વરીરે લોલ॥૧૪॥



## ॥ શીળવ્રતનું ગીત ॥૭૮॥

॥ સુંદર સામળિયા ॥ એ દેશી ॥

મનહર મોહનિયા, શીળ [6]વિમળ નિત પાળો ॥
સુંદર સોહનિયા, મનુષ્ય જન્મ અજુવાળો ॥ મનહર૦॥એ ટેક॥
શીળથી સંકટ વિઘન પળાવે, શીળથી મંગળ [7]કમળા પાવે ॥
શીળથી જગજશકીર્તિ ગાવે, શીળથી રંક [8]ભૂપાળો ॥મન૦॥૧॥
॥શાખી॥ શીળ વીહૂણાં માનવી, નિર્ગુણ [9]અશુચિ અસાર ॥
[10]શીલાલંકૃતિ શોભતા, સુગુણ પવિત્ર ઉદાર ॥ ૨ ॥
શીળથી જળ હોય અગનીની જ્વાળા, શીળથી [11]ફણીધર ફુલની માળા ॥ શીળથી કેસરી સિંહ શિયાલા, શીળથી વશ વ્યંતર વિકરાલા ॥ ૩ ॥

---

૧ લુહારની પોળ. ૨ કાર્ત્તિક. ૩ વદી. ૪ શુક્રવાર. ૫ સુંદર. ૬ નિર્મલ. ૭ લક્ષ્મી. ૮ રાજા. ૯ અપવિત્ર. ૧૦ શીલરૂપ અલંકાર. ૧૧ સર્પ.

॥ શાખી ॥ શીળે સીતા જય વરી, દ્રૌપદી ચીર પૂરાય ॥
શીળે દમયંતી તણા, મુનિ માણક ગુણ ગાય ॥
[1]મદન વિષય દૂર ટાળો ॥ મનહર મોહનિયા૦ ॥૪॥

---

## ॥ શ્રી હીરસૂરી મહારાજનું ગીત ॥૭૯॥

॥ વીરજિનેશ્વર વદન વિધુ ભવિ કુમુદ નિહાળી ॥ એ દેશી ॥

તપ ગણ મંડણ ભવદુખ ખંડણ, હીર સૂરીંદો ॥
ભાવ ધરી વંદો ભવિયણ જિમ, પાપ નિકંદો ॥
અકબરસાહી એકદારે લોલ, હીરસૂરિ ગુણ સંપદારે લોલ ॥
સાંભળી કાગળ મોકલેરે લોલ, ગંધારથી સૂરિ નીકળેરે લોલ ॥૧॥
શોળસેં ઓગણચાળીશ જેષ્ઠ કે, વદ તેરશે મળ્યારે લોલ ॥
સાહિ વંદે શ્રીગુરૂ શ્રેષ્ઠ કે, મનવાંચ્છિત ફળ્યારે લોલ ॥ ૨ ॥
॥ શાખી ॥ સુંદર સામૈયું સજી, નગર પ્રવેશ કરાય ॥
હીરગુરૂ મુખ ચંદ્રમા, જોતાં મન હરખાય ॥ ૩ ॥
ધર્મની દેશના સાંભળેરે લોલ, જ્ઞાન તરંગ રંગ ઉચ્છળેરે લોલ ॥
[2]ભૂપ ભીન્યો કરૂણા જળેરે લોલ, પાપમતિ દૂરે ટળેરે લોલ ॥૪॥
॥ શાખી ॥ ડાબર સરોવર છોડીયાં, પંખી મૃગલાં [3]ભૂર ॥
છોડયા બંદીવાવને, શ્રી ગુરૂરાજ હજૂર ॥ ૫ ॥
અમરપડો નિજ દેશ મઝાર કે, શુભ વજડાવીયોરે લોલ ॥
શ્રીજિન ધર્મ દયામય સાર કે, હૈડે ભાવીયોરે લોલ ॥
શ્રીગુરૂ હીરવિજય નિત નમીયે, અનુભવ ગુણ માણિક રસ
રમીયે ॥ તપ ગણ મંડણ ભવદુખ ખંડણ હીર સૂરીંદો ॥૬॥

---

૧ કામ. ૨ અકબર રાજા. ૩ ઘણાં.

## શ્રીગુરૂ પરંપરાનું ગીત ॥૮૦॥

॥ દેશી ઉપર પ્રમાણે ॥

શાસન નાયક શિવસુખ દાયક, વીરને ધ્યાવું,
શ્રીગુરૂરાજ પરંપર મુનિવર [1]મંડળ ગાવું.
વિજયસિંહ સૂરિ રાજીયારે લોલ, તપગચ્છ માંહી ગાજીયારે લોલ ॥
શિષ્ય સંવેગી તેહનારે લોલ, સત્યવિજય ગુરૂ સોહનારે લોલ ॥૧॥
કપૂરક્ષમા જિન ઉત્તમ નામ કે, વિજય વખાણીયેરે લોલ ॥
પંડિત પદ્મવિજય ગુણધામ કે, રૂપ સુજાણીયેરે લોલ ॥ ૨ ॥
॥ શાખી ॥ કીર્તિવિજય [2]કૃપાનિધિ, સર્વ મુનિ શિરદાર ॥
શ્રી ઉદ્યોતવિજય તસુ, અમર ગુમાન વિચાર ॥૩॥
પંન્યાસ પદવીના ધણીરે લોલ, શ્રીપ્રતાપવિજય ગણીરે લોલ ॥
[3]લબ્ધધર્મ ચિંતામણીરે લોલ, શિષ્ય માણક શોભા ઘણીરે લોલ ॥ ૪ ॥
॥ શાખી ॥ એ શ્રીમુનિમંડળ સદા, ગાતાં પાપ પલાય ॥
[4]મંજુલ મંગળ માલિકા, રંગ [5]મહોદય થાય ॥૫॥
સંકટ શોક વિઘ્ન ભય રોગ કે, દુઃખ દૂરે ટળેરે લોલ ॥
મનવાંછિત [6]કમળા સંજોગ કે, સંપદ સહુ મળેરે લોલ ॥
શ્રીમુનિમાણક ગુરૂ ગુણ સમરો, ભવ [7]મકરાકર ઝટપટ
ઉતરો ॥ શાસન નાયક શીવસુખ દાયક વીરને ધ્યાવું ॥૬॥



---

૧ સમૂહ. ૨ દયાના ભંડાર. ૩ ધર્મરૂપ ચિંતામણિ પામેલ. ૪ સુંદર. ૫ મ્હોટો ઉદય વા મોક્ષ. ૬ લક્ષ્મી. ૭ સમુદ્ર.

## ॥ સાતવારની ગહૂંલી ॥ ૮૧ ॥

॥ વ્હાલા હો સાંભલો જિન વાણીરે ॥ એ દેશી ॥

વ્હાલા ગુરૂરાજને નિત વંદોરે, વંદીને મન આનંદો ॥
વ્હાલા ગુરૂરાજને નિત વંદોરે ॥ એ આંકણી ॥

રવિવારે તજી રાગ દ્વેષરે, આપે આગમ ઉપદેશરે ॥ જે કાપે સઘલા ક્લેશ ॥ વ્હાલા૦ ॥૧॥ સોમવારે સેવે સમતારે, મૂકી માયાને મમતારે ॥ જે [1]રત્નત્રયીશું રમતા ॥ વ્હાલા૦ ॥ ૨ ॥ મંગલ વારે મન મારેરે, ધરી [2]ધૈર્ય ધરમ દશ ધારેરે ॥ નિંદા વિકથાને નિવારે ॥ વ્હાલા૦ ॥ ૩ ॥ બુધવારે દિયે જે [3]બોધરે, કોઈ સાથે કરે નહી ક્રોધરે ॥ જે વરજે વૈર વિરોધ ॥ વ્હાલા૦ ॥ ૪ ॥ ગુરૂવારે પરગુણ ગ્રહતારે, જે દૂષણ સઘલાં દહતારે ॥ વીર આણા શિરપર વહતા ॥ વ્હાલા૦ ॥ ૫ ॥ શુક્રવારે શમ દમ ધરતારે, કાંચન [4]કાંતા દૂર કરતારે ॥ જે દુર્ગતિથી દીલ ડરતા ॥ વ્હાલા૦ ॥ ૬ ॥ શનિવારે શીલવ્રત પાળેરે, તૃષ્ણાની સંગત ટાળેરે ॥ અરહન શાસન અજુવાળે ॥ વ્હાલા૦ ॥ ૭ ॥ સાત વાર ગુરૂ ગુણ ગાવેરે, મણિમાણક મોતી વધાવેરે ॥ તે [5]પ્રમદા શિવ પદ પાવે ॥ વ્હાલા૦ ॥૮॥



૧ જ્ઞાન દર્શન ચારિત્ર. ૨ ધીરજ. ૩ જ્ઞાન. ૪ સ્ત્રી. ૫ સ્ત્રી.

## ॥ પંદર તિથિની ગહૂંલી ॥૮૨॥

॥ સખી આવી દેવ દીવાલીરે ॥ એ દેશી ॥

સખી પડવે પહેલી પ્રમાણું રે, જિન શાસન હિતકર જાણું રે ॥ વ્હાલા ગુરૂજીનું જ્ઞાન વખાણું ॥ સખી ગુરૂરાજના ગુણ ગાવોરે, જેમ પુણ્ય [1]મહોદય પાવો ॥ સખી૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ બીજે બે ધર્મ બતાવેરે, નય દોય તથા નિરખાવેરે ॥ નિશ્ચય વ્યવહાર કહાવે ॥ સખી૦ ॥ ૨ ॥ ત્રીજે ત્રણ તત્વ જણાવેરે, ત્રણ [2]આગમને ઓલખાવેરે ॥ ત્રણ [3]આતમ તેમ સુણાવે ॥ સખી૦ ॥ ૩ ॥ ચોથે તજી વિકથા ચારરે, કહે ચાર કથા સુખકારરે ॥ ચાર ધર્મ ધ્યાન ધરનાર ॥ સખી૦ ॥ ૪ ॥ પાંચમ દિન પાંચ પ્રકારરે, આચરતા [4]વર આચારરે ॥ જે પંચ [5]કરણ જિતનાર ॥ સખી૦ ॥ ૫ ॥ છઠ્ઠે જે ષટવ્રત ધરતારે, ષટ કાયની રક્ષા કરતારે ॥ ષટ સમકિત ઠાણ સમરતા ॥ સખી૦ ॥ સાતમે ભય સાત વિદારેરે, સાત નરકનાં દુઃખ નિવારેરે ॥ વિગતે નય સાત વિચારે ॥ સખી૦ ॥ ૭ ॥ આઠમે મદ આઠે ટાલેરે, આઠ પ્રવચન માતાને પાળેરે ॥ જે આઠ કરમને ગાળે ॥ સખી૦ ॥ ૮ ॥ નોમે નવ છંડી [6]નિદાનરે, પાળે બ્રહ્મ ગુપ્તિ પ્રધાનરે ॥ આપે નવ તત્વનું જ્ઞાન ॥ સખી૦ ॥ ૯ ॥ દશમે દશ સામાચારીરે, ધરે ચિત્ત

---

૧ મ્હોટો ઉદય અથવા મોક્ષ. ૨ આત્માગમ અનંતરાગમ પરંપરાગમ. ૩ બહિરાત્મા અંતરાત્મા પરમાત્મા. ૪ સુંદર. ૫ ઇંદ્રિય. ૬ નિયાણું.

સમાધિ સારીરે ॥ દશ વિધ યતિ ધર્મના ધારી ॥ સખી૦ ॥ ॥ ૧૦ ॥ અગીઆરશે અગીઆર અંગરે, અભ્યાસે અધિક ઉમંગરે ॥ ભવ ભ્રમણનો કરવા [1]ભંગ ॥ સખી૦॥૧૧॥ બારશે તપ તપતા બારરે, ભલી ભાવે ભાવના બારરે ॥ બાર પડિમાના વહનાર ॥ સખી૦ ॥ ૧૨ ॥ તેરશે તજી કાઠીયા તેરરે, ધરી સંજમ રૂપ સમસેરરે ॥ જે કરતા કરમ [2]અરિ જેર ॥ સખી૦ ॥૧૩॥ ચઉદશે ચઉદશ ગુણ ઠાણરે, ખાંતે ભાખે ગુણ ખાણરે ॥ ગુરૂ ચૌદ વિદ્યાના જાણ ॥ સખી૦ ॥ ૧૪ ॥ પુનમે સિદ્ધ પંદર ભેદરે, સમજાવે જે ગત ખેદરે ॥ [3]ઉર ધરતા મોક્ષ ઉમેદ ॥ સખી૦ ॥ ૧૫ ॥ તિથિ પંદર એમ ઉચ્ચરતીરે, [4]સૂરિ માણક ગુરૂ ગુણ સ્મરતીરે ॥ તે [5]સુંદરી ભવજલ તરતી ॥ સખી૦॥૧૬॥

---

## ॥ બાર માસની ગહૂંલી ॥૮૩॥

॥ શ્રી સ્થૂલભદ્ર મુનિ ગણમાં શિરદારજો ॥ એ દેશી ॥

કારતક માસે કાપી કામ વિકારજો, સાચવતા જે બ્રહ્મચર્ય સુખકારજો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૧ ॥ માગસર માસે મૂકી માયા માનજો, ધરતા જે ઉત્તમ આતમનું ધ્યાનજો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૨ ॥ પોષ મહીનામાં પરિહરી પર પંચાતજો, પાલે પાવન આઠે પ્રવચન

---

૧ નાશ. ૨ શત્રુ. ૩ હૃદયમાં. ૪ પંડિતોમાં અથવા આચાર્યોમાં રત્ન સમાન. ૫ સ્ત્રી.

માતજો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૩ ॥ મહામહીનામાં મારી મમતા મોહજો, સંગ્રહતા જે સંવર ગુણ સંદોહ જો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૪ ॥ ફાગણ માસે ફેડી સઘલા ફંદજો, સાધે શ્રદ્ધા ભાસન શુદ્ધાનંદ જો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૫ ॥ ચૈતર માસે ચોખું રાખી ચિત્તજો, પંચ મહાવ્રત પાલે પૂરણ પ્રીતજો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૬ ॥ વૈશાખ મહીને વિચરે દેશ વિદેશજો, આપે અરિહા આગમને ઉપદેશ જો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૭ ॥ જેઠ મહીનામાં જુગતે સાધે જોગ જો, વાંછે નહી જે વમન કરેલા ભોગ જો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥૮॥ આષાઢ માસે ઓલખાવે આચારજો, [1]કરૂણાકર જે કરતા પર ઉપકારજો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥૯॥ શ્રાવણ માસે સાધે સંજમ સારજો, હરખ શોક નવ આણે હૃદય મઝાર જો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૧૦ ॥ ભાદરવા મહીનામાં [2]ભેદી ભૂલ જો, સેવે જ્ઞાન ક્રિયા [3]સિદ્ધિ અનુકૂલ જો ॥ એ મહીને મુનિવરને કરિયે વંદના જો ॥ ૧૧ ॥ આસોમાસે આરાધે જિન આણ જો, પ્રીતે કરતા [4]પ્રવચન વચન પ્રમાણ જો ॥ એ મહીને મુનિવરને કરિયે

---

૧ દયાની ખાણ અથવા દયા કરનાર. ૨ છેદીને. ૩ મોક્ષ. ૪ જૈનાગમ.

વંદના જો ॥ ૧૨ ॥ [1]મંજુલ મુનિ માણકના બારે માસ જો, ખાંતે ગાશે ગુંહલી કરીને ખાસ જો ॥ [2]પ્રમદા તે સુખ સંપદ [3]શિવ પદ પામશે જો ॥ ૧૩ ॥

---

## ॥ ગુરૂ વિહારની ગહૂંલી ॥૮૪॥

॥ અરણીક મુનિવર ચાલ્યા ગોચરી ॥ એ દેશી ॥

ઉપગારી ગુરૂ વહેલા આવજો, આતમના આધારરે ॥ સાચા ધર્મ સનેહી સાધુજી, જ્ઞાન ક્રિયા ભંડારરે ॥ ઉપ૦॥૧॥ રાજનગરમાંરે ચોમાસું રહી, આચારી [4]અણગારરે ॥ બહુ નરનારીરે આપે બૂઝવ્યાં, કીધા બહુ ઉપકારરે ॥ ઉપ૦ ॥૨॥ આપે અમનેરે અમૂલક આપિયો, આગમનો ઉપદેશરે ॥ કલહ કદાગ્રહ સર્વે કાઢિયા, કાપ્યા સત્રળા ક્લેશરે ॥ ઉપ૦ ॥ ॥ ૩ ॥ [5]નિવિડ અમારૂં અજ્ઞાન નિવારિયું, દીધું સમકિત દાનરે ॥ ઉત્તમ અરહન મત ઓલખાવિઓ, [6]નિવૃંતિ [7]શર્મ [8]નિદાનરે ॥ ઉપ૦ ॥ ૪ ॥ અમૃત સરખીરે વાણી આપની, સાંભલતાં સુખકારરે ॥ વ્હાલા તે કેમ અમને વિશારે, મ્હોટા તુમ આભારરે ॥ ઉપ૦ ॥૫॥ વાત સુણીનેરે આજ વિહારની, ઉપન્યું દુઃખ અપારરે ॥ પણ નવ કલ્પી વિહાર પ્રમાણ છે,

---

૧ સુંદર. ૨ સ્ત્રી. ૩ મોક્ષ. ૪ મુનિ. ૫ આકરૂં. ૬ મોક્ષ. ૭ સુખ. ૮ કારણ.

ઉત્તમ મુનિ આચારરે ॥ ઉપ૦ ॥ ૬ ॥ સુંદર સંજમ સાધન સાધજો, નિર્વિઘ્ને નિરધારરે ॥ સુખ શાતામાં રે રહેજો સર્વદા, કરજો પર ઉપકારરે ॥ ઉપ૦ ॥ ૭ ॥ ધન તે ગામ નગરના લોકને, જે નમશે તુમ પાયરે ॥ સાંભલશે [1]શુભ શ્રુત સિદ્ધાંતને, લેશે ઉત્તમ [2]આયરે ॥ ઉપ૦ ॥ ૮ ॥ ઉઠી રોજ પ્રભાતે આવતાં, તુમ પદ વંદન કાજરે ॥ નિશ્ચે આપ વિના ગમશે નહી, અહિંઆં અમને આજરે ॥ ઉપ૦ ॥૯॥ અધિકું ઓછું રે તુમને જે કહ્યું, તે ખમજો શમધારરે ॥ દર્શન વહેલાં રે દેજો દાસને, કરૂણા કરી કીરતારરે ॥ ઉપ૦ ॥ ૧૦ ॥ [3]સુરિ માણક [4]સંવેગી [5]સંજમી, શાસનના શણગારરે ॥ વિધિએ વિનય વિવેક વિશેષથી, વંદૂ વારંવારરે ॥ ઉપ૦ ॥ ૧૧ ॥



## ॥ ગુરૂને ચોમાસું રાખવાની વિનતિ ॥૮૫॥

॥ રહો ગુરૂજી ફાગણ ચોમાસું રે ॥ એ દેશી ॥

રહો ગુરૂજી પાટણ ચોમાસું રે, ગુણ નિત્ય તમારા ગાશું રે ॥ રહો ગુરૂજી પાટણ ચોમાસું રે ॥ એ આંકણી ॥ તુમે ખટપટથી દૂર ખસિયારે, તુમે [6]અભિનવ જ્ઞાનના રસિયારે ॥ તુમે મોક્ષ મારગમાં વસિયારે ॥ રહો૦ ॥ ૧ ॥

---

૧ કલ્યાણકારી. ૨ લાભ. ૩ પંક્તિમાં રત્ન સમાન. ૪ વૈરાગી. ૫ ચારિત્રી. ૬ અપૂર્વ.

તુમે પંચ મહાવ્રત પાળોરે, તુમે તૃષ્ણાની સંગત ટાળોરે ॥ તુમે જિન શાસન અજુવાળોરે ॥ રહો૦ ॥ ૨ ॥ તુમે ષટકાય રક્ષણ કરતારે, તુમે [1]હિત [2]મિત સત્ય ઉચ્ચરતારે ॥ તુમે ચોરીથી ચિત્ત ડરતારે ॥ રહો૦ ॥૩॥ તુમે નારી દૂર નિવારીરે, તુમે પરિગ્રહના પરિહારીરે ॥ તુમે નહી [3]રજની આહારીરે ॥ રહો૦ ॥ ૪ ॥ તુમે [4]રત્નત્રયીના ધારીરે, તુમે પૂરણ પર ઉપગારીરે ॥ તુમ દર્શનની બલીહારીરે ॥ રહો૦ ॥ ૫ ॥ તુમે ચરણ કરણ ગુણ ભરિયારે, તુમે જ્ઞાન રયણના દરિયારે ॥ તુમે સમતા રસ અનુસરિયારે ॥ રહો૦ ॥ ૬ ॥ શ્રીસૂરિ માણક સુખ કારીરે, સહુ સંઘની વિનતિ સ્વીકારીરે ॥ તુમે રહેજો ઇહાં હિતકારીરે ॥ રહો ગુરૂજી પાટણ ચોમાસુંરે ॥ ૭ ॥

## ॥ વોલાવા જતી વખત ગાવાની ગહુંલી ॥ ૮૬ ॥

॥ દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો ॥ એ દેશી ॥

રત્નત્રયી ધર આતમ રામી, સાધક શિવ પદ સારરે ॥ શ્રુત રસિયા ગુરૂજી શાતામાં રહેજો ॥ પરમાલંબન પર ઉપગારી, ભવજલ તારણ હારરે ॥ શ્રુત રસિયા ગુરૂજી શાતામાં રહેજો ॥ એ આંકણી ॥ ૧ ॥ ચતુર ચૂડામણિ ચોમાસું રહીને, કીધા ઘણા ઉપકારરે ॥ શ્રુત૦ ॥ કુત્સિત કુમતિ અમારી કાપી, આપી સુમતિ ઉદારરે ॥ શ્રુત૦ ॥૨॥ સાતે નય અમને સમજાવ્યા, ચારૂ નિક્ષેપા તિમ ચારરે ॥ શ્રુત૦॥ પંચ કારણ

---

૧ હિતકારી. ૨ માપવાળુ (થોડું). ૩ રાત્રિ. ૪ જ્ઞાન દર્શન ચારિત્ર.

પૂરણ પરખાવ્યાં, સ્યાદવાદ સુખકારરે ॥ શ્રુત૦ ॥ ૩ ॥
આત્મ સ્વરૂપ અમને ઓલખાવ્યું, સમજાવ્યું સમકિત સારરે
॥ શ્રુત૦ ॥ એ ઉપકાર તમારો ઉત્તમ, નહી વિશરે નિરધારરે
॥ શ્રુત૦ ॥ ૪ ॥ અમને મૂકીને આજે અણધાર્યા, વ્હાલા
કરો છો વિહારરે ॥ શ્રુત૦ ॥ ગમશે નહી અમને ગુરૂ રાજા,
આપ વિના ક્ષણવારરે ॥ શ્રુત૦ ॥૫॥ પણ મુનિવરનો આચાર
છે પાવન, વર નવ કલ્પી વિહારરે ॥ શ્રુત૦ ॥ તેથી અમે
ઝાઝું નથી કહેતાં, જાણી જિનાગમ સારરે ॥ શ્રુત૦ ॥ ૬ ॥
મારગમાં તુમ મંગલ હોજો, દુઃખ જજો સહુ દૂરરે ॥ શ્રુત૦ ॥
સુંદર સંજમ ધરમને સાધી, પામજો આનંદ પૂરરે ॥ શ્રુત૦
॥ ૭ ॥ દેશ વિદેશમાં વિચરંતાં વ્હાલા, ગંભીર ગુણ ગણ
ગેહરે ॥ શ્રુત૦॥ કોઈ દિન અમને સંભારજો સ્વામી, સમજીને
ધર્મ સનેહરે ॥ શ્રુત૦ ॥ ૮ ॥ નિત નિત [1]અભિનવ જ્ઞાન
અભ્યાસી, કરજો સ્વપર ઉપકારરે ॥ શ્રુત૦ ॥ અધિકું ઓછું
તુમને કહ્યું હોવે, તે ખમજો અણગારરે ॥ શ્રુત૦ ॥૯॥ વ્હાલા
પધારજો વહેલા વહેલા, પાટણ પુર મોઝારરે ॥ શ્રુત૦ ॥ ધર્મ
સાધનમાં ધર્મ ધુરંધર, અમને તમારો આધારરે, ॥ શ્રુત૦
॥૧૦॥ [2]સૂરિમાણક શમદમ ગુણધારી, તીરથના અવતારરે ॥
શ્રુત૦॥ દિન દિન તુમ પદ પંકજ વંદન, હોજો વાર હજારરે ॥
॥ શ્રુત રસિયા ગુરૂજી શાતામાં રહેજો ॥ ૧૧ ॥

---

૧ અપૂર્વ જ્ઞાન. ૨ પંડિતોમાં અ...

## ॥ ગીતારથ ગુરૂની ગહૂંલી ॥૮૭॥

॥ ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે ॥ એ દેશી ॥

ગીતારથ ગુરૂરાજના, ગુણ [2]ગણ નિત ગાવો ॥ સુંદર આગમ સાંભલી, અજ્ઞાન હઠાવો ॥ ગી૦ ॥ ૧ ॥ છંડી જે સંસારને, શિવ મારગ સાધે ॥ દર્શન જ્ઞાન ચારિત્રથી, આતમ આરાધે ॥ ગી૦ ॥ ૨ ॥ યોગ્ય જાણી ભવિ જીવને, જે માર્ગ બતાવે ॥ પૂજક નિંદક પ્રાણીને, સમજે સમભાવે ॥ ગી૦॥૩॥ વમતા સર્વ વિભાવને, સમતા રસ ઝીલે ॥ રમતા [illegible] રૂપમાં, નિજ કર્મને પીલે ॥ ગી૦ ॥ ૪ ॥ એવા ? [illegible] આગલે, [4]લીલાવતી આવી ॥ વિનયથી [3]પદકજ વંદતા, નિજ શીશ નમાવી ॥ ગી૦ ॥ ૫ ॥ સુંદર પૂરી સાથિયો, [illegible] શ્રીફલ ઠાવે ॥ મણિ માણક [5]મુક્તાફલે, ગુરૂ ચરણ વધાવે ॥ ગી૦ ॥ ૬ ॥ સૂરિ માણક મુખ દેશના, સુણતી [6]સુરસા [illegible] ગુંહલી [7]મનોહર ગાવતી, લહે મંગળ માળા ॥ ગીતારથ ગુરૂરાજના, ગુણ ગણ નિત ગાવો ॥ ૭ ॥

**ઇતિ ગહૂંલી સંગ્રહઃ સંપૂર્ણઃ**

---

[3] કમળ. ૪ સુંદર. ૫ મોતી. ૬ અત્યંત